માસ્તર ગ્રંથાવલી પુસ્તક ૩ જું.

# બે વીર રત્ન.

અને

# આર્ય મહિલાઓને સદુપદેશ.

દ્વિતીય પુષ્પ.

લેખક તથા પ્રકાશક,

એચ. એમ. માસ્તર પાગલ

("દલીપકુમાર" ના કર્તા

વડોદરા.



વિક્રમાંક ૧૯૭૩. ઇસ્વીસન ૧૯૧૭.

પ્રથમાવૃતિ. — પ્રત ૧૦૦૦.

મુલ્ય રૂપીયો સવા.



આ

દ્વીતીય પુષ્પ,

બે વીર-રત્ન

સીંધુ દેશના

બે વીર-રત્ન.

શ્રીયુત, જમશેદ એન. આર. મહેતા





અને

શ્રીયુત, દુર્ગદાસ બી. અડવાની,

એઓને

ખરા જીગરથી

પાગલ

સમર્પણ

કરે

છે.





હીરાલાલ મંગલદાસ માસ્તર [ પાગલ ].



# દ્વિતીય ઉપદ્રષ્ટાબિંદુ



પુસ્તકકારોના ક્રમને વળગી રહેતાં મારે આ "બે વીર-રત્ન" નોવેલના દ્વિતીય પુષ્પ માટે જનસમુહનું કંઈક ઉપલક્ષ્ય ખેંચવું જોઇએ.

વાંચનાર વિલાસી, તમને આશ્ચર્ય થતું હશે કે દોઢેક વરસ જેટલા લાંબા ગાળા બાદ આ "બે વીર-રત્ન"નું દ્વિતીય પુષ્પ બહાર પડે છે, પરંતુ એ આશ્ચર્યદાયક ઘટના માટે ફકત એટલુંજ જણાવીશ કેઃ—

**"નાજુક ભુલની ભયાનક હોનારત"**

એજ આ દ્વિતીય પુષ્પનું મુખ્ય કારણ છે, એજ ચતુર્થ

શબ્દાવળી દિશાપ્રતિ મારૂં ભાગ્યચક્ર ચકરાતું હતું, એજ શબ્દાવળીએ કોર્ટના પગથીઆં બતાવ્યાં હતાં. તેજ શબ્દાવળીથી આજે **માસ્તર–પાગ્ગલનું** એકદર યા કદરયુકત ટાઈટલ મળેલું છે, એજ ભયાનક હોનારતવાળી હોળીમાં દ્વિતીય પુષ્પના અઢીસોથી વધુ પાનાં હોમાઈ ગયેલાં હતાં. જેને પરિણામે ફરીથી તેના મુળના આશયને યાદ કરીને દ્વિતીય પુષ્પ લખ્યું છે, તોપણ જેમ **ગયા બખ્ત ફીર નહિ આતા,** એજ મુજબ હોમાયેલા લખાણનું ખરૂં રહસ્ય મેળવી શકયો નથી, છતાં પણ તે વિચારોને તદન જતા કીધા નથી.

આ સ્થળે મારાં વાંચન પિપાશુઓને એક પ્રશ્ન એ ઉપસ્થિત થતો હશે કે;–"નાજુક ભૂલની ભયાનક હોનારત" એતો એક કહેવત છે. તેનો ખરો સ્ફોટ થવો જોઇએ. તો મારા તરફથી ટુંક વખતમાં "**સ્નેહ—સુવર્ણ** યાને **વિચિત્ર ઘટના સ્ફોટિક ખુન**" નામક ડીટેકટીવ નોવેલ બ્હાર પડનાર છે, તેમાંહે મી. ઉચ્છંખલદાસની ઉદ્ધતાઈ, મી. ભંડાફોડનો ભવાડો, મી. દડેબાજની ઢોંગાઇ, તેમજ તેના કેટલાક અનુસંગીઓનાં રમુજી લખાણો વાંચવાથી

જણાઇ આવશે.

તદુપરાંત આ દ્વિતીય પુષ્પમાં પ્રથમ પુષ્પની માફક રસીલી રસમ સાથે વાંચનાર સ્હેલાઇથી સમજી શકે તેવું સરલ, રસજ્ઞ લખાણુ લખવાનો પ્રયાસ જારી રાખ્યો છે.

આ સમયે આર્યાવૃતનું પ્રાચીન સ્ત્રી પુરૂષનું ગૌરવ કેવા પ્રકારે ઝલકતું હતું અને હાલે તેનું પરાવર્ત થઇને તે કેવું ઝાંખુ કાટવત્ થયેલું છે, તેની સરખામણી કરેલી છે. જો કે આ સંબંધમાં મારો કંઈપણ અભ્યાસ નથી, પરંતુ કેટલુંક દ્રષ્ટિબિંદુના આધારે લખેલું છે. તો તે સંબંધમાં કોઈપણ વાંચનારે પોતાનાપર તે લઈ લેવાનું નથી. તેમ છતાં કદિ કોઇપણને તે આક્ષેપયુકત લાગે તો વાંચનાર સુહૃદયી, પોતાના વિશાળ મહાસાગર સમા હૃદયમાં લેખકને માફી સ્થાન બક્ષશે. એજ આશા.

## "ચડતી અને પડતી".



એ આ સૃષ્ટિના પ્રત્યેક દ્રષ્યાદ્રષ્યનો ક્રમ છે, તે ક્રમમાં આવતાં મારા પુસ્તકના અંગની કીંમતી સલાહ, પ્રત્યેક પ્રકા-

રની મદદ, અત્રેના સુપ્રસિદ્ધ ખાનસાહેબ મહુમદઅલી અલીભાઈ કવેટાવાલાના સુપુત્ર શ્રીયુત, ફીદાહુસેન મહુમદઅલી કવેટાવાલાની ઔદાર્યવૃતિને આભારી છે. તેઓશ્રી એક વ્હોરા કુટુંબના હોઇને સમગ્ર ભારતવાસીયો હિંદુ-મુસલમાન સર્વ બાંધુઓ છે, તેનો અચુક નમુનો આ દ્વિતીય પુષ્પને બ્હાર પાડવામાં બતાવ્યો છે. એજ આ લેખકનું મહાભાગ્ય છે. વળી વધારે આશ્ચર્યકારક તો એજ છે કે તેઓ એક શેઠીયા કુટુંબના હોવા છતાં પણ ઉર્દુ ભાષાના પુખ્ત અભ્યાસી છે, તેના કંઈક ચમત્કારરૂપે આ પુસ્તકમાં પૃથક પૃથક શેઅર્સનો શણુગાર સજાવીને વાંચનને ચલકાવ્યું છે તે પણ આજકાલના શ્રીમંતોની શેખાઇને તોડવા એક ખંજર મીશાલ છે.

## "શેઠની શઠતા"

ને અનુસરનારા ઘણાકની સંખ્યામાંના શેઠીયાઓ છે કે, જેઓ પોતાના નોકરોપર પોતાનો જુલમીદોર ચલાવી નોકરને પોતાની વિક્રાળ રાક્ષસરૂપ મુર્તિનું દર્શન કરાવે છે. આથી તેવા શેઠીયાના નોકરો પોતાના કાર્ય દરમ્યાન તેવા વિક્રાળ શેઠીઆઓ હાજર નહિ રહેવાનું વધારે પસંદ કરે છે. તેવું મારા

સંબંધમાં હાલની નોકરી માટે નથી. મારા ઉપરીપણાનો દાવો રાખનાર એક આમીલ કોમના ગૃહસ્થ છે. તેઓશ્રીની મારા પ્રત્યેની લાગણી, ખરેખર એક પવિત્ર અને નિર્મળ હૃદયની અચુક ખાત્રી આપે છે. મારી નોકરીના વખતમાં મને આ પુસ્તકના અંગે જે રોકાણ, તેમજ વખતો વખત મારી હાલતને જાણી લઇને પોતે એજ સદેચ્છા ધરાવી રહ્યા છે કે મારો નોકર કોઇપણ પ્રકારે પોતાના કોઇપણ કાર્યમાં પ્રતિદિન વધારે ઉત્તેજીત થાય. એજ સદભાવના, મારૂં અહોભાગ્ય સુચવનાર છે. એવું જાણીને આ સ્થળે હું ખરા અતઃકરણથી શ્રીપ્રભુ! પાસે યાચું છું કે,તે માન્યવંતા ડૉકટર, શ્રીયુત, નીહાલચંદ ઉધારામ વાસવાણી, એમ. બી. બી. એસ. એઓને અખુટ બળ, લક્ષ્મિ અને દીર્ઘાયુઃ બક્ષો. એજ અંતિમેચ્છા.

**વળી એક ફરજ ભુલી ન જતાં મારે ઉપકાર માનવાની તક, આ સ્થળાનુકુળ સમજીને પસંદ કરૂં છું કેઃ—**

મારા પ્રથમ પુષ્પના આશ્રયદાતા શ્રીમાન, શેઠશ્રી જસરાજ વાલજી કન્ટરાકટરના સુપુત્ર શ્રીયુત, રામજી જસરાજ વાલજી એઓશ્રીએ દ્વિતીય પુષ્પ માટેની મને પ્રસંગોપાત

કીમતી સલાહ બક્ષી છે. તે માટે તેઓશ્રીનો મહાન આભારી છું.

દ્વિતીય પુષ્પ, "બે વીર–રત્ન અને આર્યમહિલાઓને સદુપદેશ" તૈયાર કરીને અત્રેના સુવિખ્યાત શેઠશ્રી નૃસિંહદાસ નાનજી, એઓશ્રી પાસે હું બતાવવા લઈગયો હતો. તે વખતેજ તેઓશ્રીએ મારા પ્રયાસને ઉત્તેજીત કરવાની મને જે ઉમદા તકરૂપે ઘણાકની સંખ્યામાં પુસ્તકો ખરીદ કરવાનું વચન આપેલું છે તે બદલમાં તેઓશ્રીનો આભાર માનવાનું આ સ્થળ મારા માટે યોગ્ય ધારૂં તો તે અયોગ્ય લેખાશે નહિ.

## "મારાં જીગરનાં જવાહિરો."

માં અત્રેના શ્રીયુત, જોશી મુલજી શંભુરામ રારીઆ નારાયણસરોવરવાળા, શ્રીયુત, હીરાનંદ ચાંદુમલ ઘીના વ્યાપારી, શ્રીયુત, સી. એલ. ગીરી, શ્રીયુત, ટી. એમ લોટીઆ, શ્રીયુત, એચ. ટી. કોચબીલ્ડર, શ્રીયુત, પોપટલાલ પદમશી, શ્રીયુત, વીરજી ખીમજી દોશી, નાદબ્રહ્મોપાસિક મ્રદંગી ઉસ્તાદ, નારાયણદાસ મનસુખરામ નાયક, તેમજ જ્યુબીલી વોર્શીંગ કંપનીના પ્રોપ્રાઈટર શ્રીયુત, આર. કે. ચવહાણ, એ સઘળા-

એઓએ મારા પુસ્તકના સલાહકારો થઇને મને કીમતી મદદ કરી છે. તે ખાતે સઘળાઓનો હું આ તકે આભાર માનવાની મારી અમુલ્ય તક સમજું છું.

## દુઃખે પેટ ને કુટે માથું

આ કહેવતને ધ્યાનમાં લેવડાવતાં મારા વાંચનાર પ્રત્યેક બંધુને ફકત એટલું જણાવું છું કે પ્રથમ પુષ્પ બહાર પડી ગયે લગભગ દોઢેક વરસના લાંબા અંતર પછીજ, આ દ્વિતીય પુષ્પ બહાર પાડવાનો સંયોગ પ્રાપ્ત થવામાં ઉકત કહેતીને અનુસરનારા થોડાક વિઘ્નસંતોષિઓનો ખુરદો યાને ચટણી થઈ જઇને ઇર્ષાખોર હૃદયો બળીને ખાખ બની ગયાં છે, છતાંપણ તેઓ પોતાના મુળકર્તવ્યને ભુલી જઇને, ઉપરોકત કહેવતની સત્તામાં સપડાતાં અન્યપ્રતિ પ્રથમ પુષ્પ માટેની ટીકા કરવાનાં ખોખરાં બણગાં ફુકતાં જ્યાં ત્યાં સંભળાય છે. તેઓનેજ મારા સાચા સલાહકાર ગણીને જણાવું છું કે, “માણસ ભુલને પાત્ર છે. તેમજ જે ઘોડે ચડે છે, તેજ પડે છે, પરંતુ જે ચડી જાણતો નથી, તેને શું ખબર હોય કે ચઢવાનો સ્વાદ પડવા કરતાં કેટલો અત્યુતમ છે? એટલે જેટલી ભુલ કાઢવાની સરળ

છે, તે કરતાં હજારોની ગણત્રીમાં ભુલ થવી, મહાકઠીણ છે." તોપણ મારા તેવા બંધુઓ મારા કાર્યની યોગ્ય ટીકા કરી જાણશે તો તેઓશ્રીને મારાથી બની શકતી સરળ રીતે સંતોષ કરવાનું યોગ્ય ધારીશ, ને કદાચિત તેઓની તે ટીકા–હરીફમાં હરાઈ જઇશ તો મારી ભુલ કબુલ કરીને ફરીથી તેવી ભુલ નહી થવાની નિરંતર કાળજી રાખતો **આભાર માનીશ.** એજ અભિલાષા. તેજ સદ્દભાવના.

પાગ્ગલીસ્તાનની રમણીય
ભુમીપરનું હૃદયમંદીર.

લેખક,

**પાગ્ગલ.**



॥ શ્રી ગણેશાયે નમઃ ॥

# બે વીર રત્ન

અને

## આર્ય મહિલાઓને સદુપદેશ

## દ્વિતીય પુષ્પ



### પ્રકરણ ૧ લું.

### ભાઈ ભગિનીનો મેળાપ

અને

### દુષ્ટોના પાપનો પશ્ચાતાપ.

---



વીરં, હજુ તમારો ઘા રૂઝાયો નથી ત્યાં સુધી અહીંથી જવું એ જોખમ ભરેલું છે. ઘા રૂઝાતાં હજુ દોઢેક માસની વાર છે. એમ રાજ વૈદ્યનું કહેવું છે, તમને જેટલો આરામ

વધુ મળે તેજ પ્રમાણે રાજ વૈદ્યની આજ્ઞા છે. ” ભવાનીપુરના રાજ-મહાલયમાંના એક ખંડમાં મચ્છરદાનીવાળા પલંગપર એક યુવાન સુતેલો છે અને તેની જમણી બાજુએ એક સ્ત્રી બેઠી છે, ડાબી બાજુએ બે ત્રણ પુરૂષો ઉભા રહ્યા છે, સ્ત્રીએ ઉપર પ્રમાણે સુતેલા યુવકને વીરથી સંબોધીને જણાવ્યું.

“ યોગીની, આપનો મારા પ્રત્યે કેટલો ઉપકાર ! અરે ! હું તે કેમ કરી વાળી શકીશ? ઓ હરી ! હરી ! ! દુઃખીને ધૈર્ય અને દિલાસો આપવાને જો આ યોગીનીના દર્શન થયાં નહી હોત તો કોણ જાણે મારી શીએ દશા થાત ! પ્રભુ ! ઓ દીન દયાળ પ્રભુ ! હું તે બદલો કેમ વાળી શકીશ ! કયાં રાજપુત્ર, અરે કયાં આ સ્થિતિ ! ખરેખર પ્રભુ તારી ગતિ વાથી અતિ છે. રંકને રાજા અને રાજાને રંક બનાવવો એ તારી અલૌકિક અકળિત કૃતિ શિવાય કોઈ તેમ કરવાને શક્તિવાન નથી, કયાં વિલાસપુર ! ” આટલું બબડીને તે ઘાયલ તરૂણ શાંત થઈ ગયો પરંતુ તેની પાસે બેઠેલી યોગીની “ કયાં તે વિલાસપુર ! ” એ શબ્દાયમાનથી ચમ-કી અને મનમાંજ ગણ ગણ કરવા લાગી. “ અરે, આ તરૂણને અને વિલાસપુરને શો સબંધ ! ખરેખર કંઈક છુપો ભેદ છે. ” વળી તે યોગીની તદન થોડીક પળો મૌન રહી. ફરીથી તેના હૃદય તરંગો ઉછાળા મારવા લાગ્યા. “અરે ! ગમે તે હોય તેમાં મને હવે વિલાસ-

પુર સાથે શું છે ! સર્વ ગયું, સઘળું ગયું ! જે થવાનું હતું તે પણ થયું. બસ અલ્લેખ જગાવવો એજ ઉત્તમ અને સરલ માર્ગ શ્રી પ્રભુએ બક્ષ્યો છે તો વળી હવે આવી ઉપાધિ જાણીને સંસારની જાળમાં શામાટે ઝંપલાઉં !" આજ પ્રમાણેના અસંખ્ય ઉદ્દગારો તેના ઉછાળા મારતા હૃદયમાંથી નીકળવા લાગ્યા, આથી યોગીનીનું મસ્તક ચક્રાવા માંડયું, અરે ! તેના દરેક વિચારો ખુબ હાલન ડોલન થવા માંડયા, યોગીની જાણે ફરતી હોય તે માફક ચકરોપર ચક્કર ખાવા લાગી યોગીનીએ આંખોપર હાથ દઈ દીધા અને આંખોને બંધ કરી. વળી બે ત્રણ મીનીટ પછી પાછી આંખો ખોલીને સુતેલા તરૂણ તરફ એક્કી નજરે જોયા કર્યું. આ વખતે જાણે તેનું હૃદય હીંચકા ખાતું હોય તેમ ઝુલવા લાગ્યું; તે જાણે એક છેડેથી બીજા છેડે એક બીજાને ભેટવા જતું હોય તેમ આવ જાના હલ્લેસાં થતાં. મુંગે મોંહે તે બાવરી બની ગઈ, તેની સામી બાજુએ ઉભેલાઓ તો શંકામાં પડી ગયા. "આ દેવી અવાચક થઈ ગઈ કે શું ?" આ વખતે જણાતું હતું પણ તેમજ, યોગીનીની ચક્ષુઓમાં પણ સ્થિરતા સિવાય કાંઈજ જણાતું નહી, હાથ પગ પણ હાલતા નહોતા, તે તો યોગીનીના તાબામાંનું કાર્ય હતું. આથી ઉભેલાઓ સઘળા બીધા, અંતે તેઓ-

માંથી એકે આ શાંન્તિના સમયનો ભંગ કર્યો અને બોલ્યો.

"ઓ મહા બળિકા દેવી! આમ શુમની માફક કેમ દીસો છો?" "જવાબમાં મીડું."

આથી તેઓ વધુ ભયભીત બન્યા અને શું કરવું તે વિચારમાં ગુંચાઈ ગયા, તેઓ સઘળાઓએ તે દિવાનખાનું છોડી દીધું અને બ્હાર જતા રહ્યા. કેટલોક વખત સુધી આ ભવ્ય દિવાન-ખાનામાં કોઈજ નથી તેમ શાંન્તિ પથરાયલી માલુમ પડતી હતી, અંતે અર્ધોએક કલાક વિત્યા બાદ તે મહાદેવી ભર નિદ્રામાંથી જાગી હોય તેમ એકાએક ઝબકીને ઉભી થઈ ગઈ અને જોર જોરથી તાળી પર તાળી પાડવા લાગી, આ વિચિત્ર બનાવથી સુતેલો વીર યુવક સ્હેજ બીધો અને તેણે સુતાં સુતાં તે યોગીની પ્રત્યે ઘણાજ આર્ત સ્વરે બોલવા માંડયું. "ઓ મોહ માયા! યોગીની, આપે આશું કરવા માંડયું, આમ તાળી પાડવાનો મતલબ શું.? મને ધાસ્તી લાગે છે." તે તરૂણથી વધારે વાર બોલી શકાયું નહી.

માંદા માણસનો દયાર્દ્રસ્વર હતો, તેથી યોગીનીએ તેને ધૈર્ય-થી પણ આસ્તેથી તુરતજ કહ્યું.

"હે વીર યોદ્ધા! તમે કોઈ રાજવંશી હો તેમ જણાય છે. હમણા તમે શું લવતા હતા તે સ્થિર પણે કહી શકશો?"

" યોગીની મારૂં વૃત્તાંત સાંભળવું અને એથી અન્યને દુઃખી કરવા એમાં પુરૂષાર્થ નથી. એતો જે માથે પડે તે સ્હેવું એજ માત્ર મનુષ્યની ફરજ છે માટે તે બદલ લેષ પણ આગ્રહ ન કરતાં, સૌ સમય પરત્વે બાહ્ય આવશે."

" અરે વીરનર ! હું તે આપનાં બોલાયલા શબ્દોમાં શંકાગ્રસ્ત બની ગઈ છું. મારૂં હૃદય આપના ઉદ્દગારોથી હાલી ઉઠ્યું છે માટે મને અથ ઇતિ જણાવો, મને તમારી ભગિનીજ સમજો અને જે ગુપ્ત ભેદ હોય તે નિર્ભયતાથી ખુલ્લો કરો." યોગીનીએ અત્યાતુર વદને જણાવ્યું

" દેવી ! તે જાણીને તમે શું કરશો ?"

" ફકત મારૂ શંકાશીલ હૃદયને શાન્ત થવાનું મળશે, માટે વધારે વખત ના ગાળતાં જે ભેદ હોય તે ખુલ્લે ખુલ્લો જણાવી દો."

" તો પ્રથમ મને આપ જણાવો કે શા માટે તમને શંકા થઈ?" તરૂણે સ્હેજ ઉત્સુકતાથી પુછ્યું.

" તમને જોઇને."

" તે થવાનું કારણ ?"

" ફકત ગાઢ પરિચિતાર્થે."

"શું મારો પરિચય આપને છે?" યુવકે સ્હેજમાં પણ આશ્ચર્યતાથી પુછયું.

"હા."

"કયે સ્થળે?" તરૂણની આતુરતા વધી.

"પ્રભુ જો શુદ્ધ હૃદયે બોલાવે તો વિલાસપુરમાં."

આ વાકયથી થોડીકવાર સુધી સુતેલા યુવકે યોગીનીની તરફ એક સરખો દષ્ટિપાત કરવો જારી રાખ્યો પણ તેની આ કૃતિ વધુવાર ટકી શકી નહિ. તે એકાએક ઉઠી બેઠો થયો અને કંઈક બોલવા જતો હતો પણ યોગીનીએ તેજ પળે તેના કાન સાથે પોતાનું મુખ ધર્યું, અને તે તરૂણને હર્ષાવેષમાં કંઈક કહ્યું.

"હા." પ્રતિ ઉતર તરૂણે કર્યો.

"આ વેષમાં રહેવાનું કારણ?"

"માત્ર કીસ્મત."

"મને ખુલ્લે ખુલ્લું કહો. જે થયુ હોય તે જણાવો, જો મને આ મર્ણોન્મુખથી બચાવવો હોય તો મને આપની વિતકનો સ્ફોટ કરો, મારૂં મન મુંઝાય છે, માટે મને, તમારે ભગવાં વસ્ત્રો પરિધાન કરવાનું ખાસ કારણ શું છે અને તે કારણભૂત કોણ છે? તે ત્વરિત જણાવો," યુવકે પોતાના કૃષ શરિરપર દ્રષ્ટિ નાખતાં

સ્હેજ અર્ધ લંબિતાવસ્થામાં પોતાની અધિરાઇને વધારતાં કહ્યું.

"શ્રી પ્રભુ," એટલું બોલીને આપણી વાર્તાની પ્રેમ પ્રતિમા, અરે! તેજ મોહ માયા, અને મોતની ખીણવાલા લુટારાની મહાબળિકા દેવી, હા! તેજ યોગીની, કે માંદા તરૂણની માવજત કરનારી પ્રિય સહુચારિણી અને વાંચન શોખીનોની સખી વિલાસીનિના ચક્ષુદ્વારાએ પોતાના પુર્વ વૃત્તાંતનું અને આ તરૂણ મુસાફરને ઘાયલ થયેલો પોતાની પાસે જોઇને, અતિ હર્ષિતાવસ્થામાં પાણીનું એક નાનું સરખું ખાબોચીયું ભર્યું. તેના કોમળ હૃદયમાં આ અલૌકિક સ્નેહરસની સરિતા જોશભેર વહેવા લાગી, ખરેખર તે સ્નેહના, હા!. તે પવિત્ર નિર્મળ પ્યારના ઉભરાનાં મોજાંએ તેને આનંદ સાગરમાં ઝબકોળી દીધી. આ વખતે તે જાણે કે એક મહાસાગરના જબરા પુરમાં ડુબી ગઈ હોય તેમ પોતાની પાસેના તરૂણના નિર્મલ પ્રેમ સાગરમાં ડુબેલી જણાઈ, અરે! તેમાં તે યોગીની ડુબકી પર ડુબકી ખાતી હોય તેમ મિનિટે મિનિટે, અરે, પળે પળે, તે અચકાતી અને કદિ કદિ અંતઃકરણમાં પ્રેમ સાગરનું એક જબરૂં મોજાનું હલ્લેસું વાગતું તે વખતે તે રડતી. આ પ્રમાણે આપણી સત્યદર્શી વિલાસિની, યોગીની, અને તેજ લુટારાઓની મહા-

દેવી કેટલોક સમય સુધી પોતાનું મન શાન્ત કરવા સમર્થ હિણ બની, ઘણોક વખત વિત્યાબાદ તે કંઈ ધૈર્ય ધરીને બોલી.

"કીસ્મત કરે તે કોઈ ન કરે, દૈવગતિ અદ્દભૂત છે! જ્યાં પેટ ફાટયું ત્યાં પાટો કયાં બાંધવો? એ વાળી ગતિ મારી થઈ છે." એટલું કહીને આદર્શીબાળા, વિલાસિનીએ "આપણી પ્રિય પરંતુ દુઃખી દેવી રંભાનું શું થયું હશે"? એજ વાક્ય સમેત બોલવું બંધ કર્યું.

ઉપરોક્ત સાંભળતાં આ બ્હાદુર પરંતુ બીછાનાવશ તરૂણને એક પ્રકારની ધ્રુજારી છુટી, તેને કંઈ પણ સમજાયું નહી. શું કરવુ તે પણ તેને સુઝયું નહી. ફકત એટલુંજ બોલીને અટકી પડયો, "ઠીક."

એટલામાં કોઇનો પગરવ પોતાના ખંડમાં આવતો સંભળાયો. યોગીની સાવધ થઈ, કોણ આવે છે તેની રાહ જોતી ઉભી. થોડીક વારે રાણા ભવાનસિંહ અંદર આવ્યા અને બોલ્યા.

"દેવી, આપે તથા આ વીરનરે મારો વંશ બચાવ્યો છે, એજ મારૂં મહદ્દભાગ્ય સમજુ છું. આપનું તેમજ વીર તરૂણનું ચીરસ્થાયી સ્થાન, જો અત્રેજ થાય તો સર્વોત્તમ ગણાશે, અહીંઆ કોઈ પ્રકારની ઉપાધિ અત્રે આપને નડશે

નહિ. અને આ બ્હાદુર શુરવીરને હું મારી પાસેજ રાખવા ઇચ્છુછું." રાણાએ વધુ ન કહેતાં પોતાની ઇચ્છા હાલ તુરત અટકાવી.

"રાણાજી, દરેક મનુષ્યની ફરજ છે કે અન્યને સુખી જોવા અને તેના માટેના જે સદ્પ્રયત્નો જણાય તેજ પ્રમાણે તેવા પ્રયત્નો આદરવાનું જારી રાખવું. તો મેં તેથી વધુ કાંઇજ કર્યું નથી." આજારી યુવકે આર્ત સ્વરે પોતાની ફરજ ટુંકમાં સમજાવી.

"આપનું માનવું તદ્દન યથેષ્ટ છે પરંતુ એવું માનનારા અને તેને અમલમાં લાવનારા કોઇ વિરલજ હોય છે. ઠીક, તે તો સઘળું ઉત્તમ છે. પરંતુ તમારા જખમને કેમ છે.?" રાણાએ તરૂણના આવા સદ્દતરંગપર આનંદિત થતા વદને પૂછ્યું.

"આરામમાં દિન પ્રતિદિન વધારો થતો જાય છે. હવે બે ચાર દિવસમાં તદ્દન આરામ થઇ જશે, એવું મને જણાય છે પણ આ વખતે આપને પધારવાનું કારણ?" સમયપર ખ્યાલ દોડાવતાં યુવકે પૂછ્યું.

"દરબાર હમણાજ બરખાસ્ત થઇ અને સીધો અહીંજ

આવ્યો છું. તમને કોઈપણ પ્રકારની અગવડ પડતી હોય તો મને જણાવો, હું તે બદ્દલ યોગ્ય બંદોબસ્ત કરીશ. તમારો તેમજ યોગીનીનો ઉપકાર જીંદગી પર્યંત ભૂલાય તેવો નથી, મારા બે કાર્યમાં આપે મને ભાગ્યવાન બનાવ્યો છે. એક તો કુરસિંહનું ખુન થયેલું જાણીને મારી રૈયતને લુંટાવાનો ભય દુર કર્યો છે. બીજું મારા વંશને જીવિતદાન દીધું છે. તે શું બે કાર્ય મહત્વનાં નથી? ખરેખર મારો ભય નાશ પામ્યો છે, એજ મને મગરૂર થવા જેવું છે, તેનો બદલો શ્રીપ્રભુ આપશે. આ રંક તો તેનો અનુચર છે." એટલું બોલી રાણા ભવાન-સિંહ તે તરૂણની ગંભીર પણ શુરત્વથી ઝલકતી મુખમુદ્રા તરફ સ્થિરપણે પોતાની ચક્ષુઓ ઠેરવી રહ્યા.

"અહો રાણાજી! આપ આમ અમને શામાટે છાપરે ચઢાવોછો પરંતુ સાંભળો:—જેનું શરિર અન્યના કલ્યાણર્થે સમર્પાયેલું નથી તેનું જીવન જીવિત છતાં તે મુએલો છે અને આ સૃષ્ટિમાં ફોકટ ભાર રૂપ પથ્થર સમાન છે, પણ હવે મને આપના આતિથ્યપણાથી મુક્ત કરો, હું આવતી કાલે પ્રભાતમાં અહીંઆથી જવા ઈચ્છુંછું." યુવકે ભવાનસિં-હજીને કહ્યું.

"અરે વીરનર! શું તમે આવી હાલતે જવા માગો છો.?

હજુ તમારો ઘા સારો થયો નથી. અને મારા આતિથ્યને પુરતો સંતોષ મળ્યો નથી, ત્યાં તો તમે જવા ઇચ્છોછો, તે કેમ બની શકશે. આપ સાજા થાવ, મારી હૃદયોર્મીતો બીજી પ્રકારની છે અને તમે જવાની વાત કરો છો અને મારી હૃદયેચ્છાને ભંગ કરવા અને આશાને ડુબાડવા માગો છો." રાણાએ નિરાશ વદને જણાવ્યું.

"આપની શું ઇચ્છા છે.? આ રંકથી બનતું કરવાને લેષપણ ચુકશે નહી."

"મારી તિવ્ર ઇચ્છા એજ છે કે હું તમને મારીજ પાસે રાખવા માગુછું. આપ જશો તો હું એક મહા બળવીરને ગુમાવીશ, અરે! હાથ આવેલું રત્ન રઝળતું કરીશ."

"શું મારા રહેવાથી આપને આનંદ મળશે?" તરૂણે સ્હેજ હાસ્યભાષિત સ્વરે પૂછ્યું.

"અરે! આનંદ એકલોજ નહિ. પરંતુ આપના શુરત્વની સચોટ અસર મારા બીજા સરદારોને અને મને દીપાવવાને ઉચ્ચ ગણાશે." રાણા ભવાનસિંહે પ્રશંસયુક્ત વદને જણાવ્યું.

"મારા વખાણ કરો છો, તે મને બીલકુલ યોગ્ય લાગતું

નથી. ક્ષત્રિયનું કાર્ય એજ છે કે લોકોપકાર વૃતિ રાખવી, એમાંજ તેની શ્રેષ્ટતા છે. એટલે મેં જે કાંઈ કર્યું છે, તે મારી ફરજ સમજીનેજ કરેલું છે. તેમ છતાં આપની જો મને અહીં-આજ રાખવાની ઈચ્છા છે, તો હું ઘણીજ ખુશીથી રહીશ."

આ વખતે રાણા ભવાનસિંહના આનંદનો પાર રહયો નહી, તે આનંદનું વર્ણન કરવુંજ અકથ્ય છે. રાણાએ યોગીની પ્રત્યે જણાવ્યું:—

"મારો વિચાર અત્રે એક સ્ત્રી જ્ઞાનોદય પાઠશાળા ખોલીને તેમાં જાતિભેદ સિવાયની કોઈપણ સ્ત્રીઓ એ પાઠશાળાનો લાભ લઈ શકે તેવી યોજના કરવી અને તે પાઠશાળામાં આપણા પૂર્વજોના મહાન ચરિત્રો અને સતિ સાધ્વી સન્નારીયો કે જે દેવી રૂપે આધુનિક કાળમાં આપણે લેખીએ છીયે તેવી વીર માતાઓના જીવન ચારિત્રોનું અધ્યયન કરાવવું કે ભાવિપર તેનું અનુકરણ થતાં ભારત વર્ષનો હાલનો સ્ત્રી સમાજ અધપતન થયેલો દૃષ્ટિગોચર થાય છે તેની કંઈક અંશે ઉન્નતિ થવાનો મજબુત પાયો મળી આવે, એજ અંતિમ હેતુથી આપને પાઠશાળાની અધિષ્ઠાત્રી દેવી અથવા તો પાઠશાળાને સન્માર્ગે દોરાવનાર ઉત્પાદકયણિ તરીકે નિયત કરવા, તો પ્રથમ મારે જાણવું જોઇએ કે આપનું તે માટેનું

શું મત છે?" આ વખતે રાણાએ પોતાની મુખમુદ્રાને અત્યાતુર સ્થિતિના સંજોગમાં રાખી પૂછયું.

"રાણાજી, આપની સદેચ્છા સફળ થાય એજ મારૂં મત છે." યોગીનીએ ટુંકમાં જણાવ્યું.

એટલામાં યોગીની સાથે આવેલા બન્ને લુટારાઓ અંદર દાખલ થયા અને રાણાને નમન કરતા બોલ્યા.

"રાણાજી, આ યોગીની મૈયાએ અમને દરેક પાપકર્મો કરતાં બચાવ્યા છે તે માટે આ મોહમાયાનો જેટલો આભાર માનીયે તેટલો થોડો છે, આજ પચીશ પચીશ વરસ થયાં અમારો ધંધોજ ધાડપાડુ લુંટારા, અને એવાંજ દુષ્ટ કર્મોનો હતો તે આ મધુરી મૈયા કહીએ, કે અમારાપર અગાધ ઉપકારો કરનાર મહાદેવી કહીએ તેમના માટે જેટલું ઉચ્ચમાન અપાય તે તેમના સદ્‌કૃત્યથી હજાર ગણું કમતી છે, તેવી મહા પ્રભાવશાળી મૈયાના અમે દાસ છીએ અમે અમારૂં તે ક્રુરકર્મ વાળું કૃત્ય જીંદગીભર નહી કરવાની પ્રતિજ્ઞા કરી છે. તો હવે અમને આપના આશ્રયે રાખીને સન્માર્ગે દોરો એજ અમારી પ્રબળ ઇચ્છા છે." આટલું બોલી તેઓ મૌન રહ્યા આજ પળે બીછાના વશ થયેલા તરૂણે આ બન્નેની તરફ

એકી નજરે જોયા કર્યું, તેમ આ બન્ને લુંટારાઓના સરદારોએ પણ તે તરૂણને નિહાળ્યો, અરસ પરસની દ્રષ્ટિ મિલન ખરેખર આ વખતે વિચિત્ર હતી. ઉભય પક્ષ પોત પોતાને ઓળખી ગયું છે. એજ વિચારમાં નિમગ્ન બન્યું, બન્ને લુટારાઓને એમજ થયું કે આ તરૂણ અહીંઆ કયાંથી. શું તે આપણાથી ઘાયલ થયો! પરંતુ યોગીનીના સહુવાસમાં હોવાના સબબે તેઓનું હૃદય પલટાઈ ગયું પરંતુ તેજ પળે આપણા ઘાયલ તરૂણની મુખમુદ્રાની છાયા પેલા બન્ને લુટારાપર પડી. તે તરૂણ તેઓના બદલાયેલા વિચારો પણ જાણી ગયો. છતાં પણ તેણે એ બન્નેની સાથે કંઇ વાર્તાલાપ કરવાનું ઉચિત્ત ધાર્યું, તેણે ઘણાજ માયાળુ સ્વરે જણાવ્યું.

“બહાદુરો, તમારી બુદ્ધિમાં જે નુતન પરિવર્તન થયેલું છે તે જાણીને ખરેખર મારૂ હૃદય હર્ષથી ડોલી ઉઠે છે. અને તે હર્ષના ઉભરાઓ હું મારા હૃદયમાંથી ખાલી કરી શકવા અશમર્થ છું. તેટલા માટે હું તમારી સાથે વાત કરૂં તે બરાબર સમજજો. જેમ એક નાનુ બચ્ચું ઉંઘી જાય છે અને તે જ્યારે ઉઠે છે ત્યારેજ તેને સવાર થયું તેમ જણાય છે તેજ પ્રમાણે તમારે પણ સમજવું જોઇએ કે અત્યાર સુધીની તમારી જીંદગીનો કંઈક ભાગ એક અજ્ઞાની અંધકારમાં ગુમ

હતો તે હવે જ્ઞાનના પ્રકાશથી ખુલ્લો થયો છે. માટે તમારે ગત કૃત્ય માટે લેષપણ શોચ કે ચીંતા કરવાની નથી પરંતુ ભાવિને માટે તમારે હવે જે વર્ત્તન લેવું જોઇએ છીએ કે ગત કાર્યનું પણ તેમાં સાર્થક થઈને તમારી જીંદગી સુખી અને ઉન્નત દશાએ કેમ પહોંચે, પ્રત્યેક કાર્યમાં ઈશ્વરનો ડર રાખીને જો તે પ્રમાણે કરવામાં આવશે તો મારી ખાત્રી છે કે તમારી જીંદગી એક આદર્શ વીરનર તરીકે પંકાઇને ભાવિ પ્રજા તેના યશોગાન ગાવા માટે ઇતિહાસના પાનાઓપર પોતાની નજર દોડાવશે અને તેઓ પણ તેનું પુરતું અધ્યયન કર્યા સિવાય રહેશે નહિ. માટે હે બ્હાદુર વીરો, તમારે બ્હાદુરી કોનાથી કરવાની છે, તમારે લુંટ શાની કરવાની છે, તેમ તમારૂં નિષ્ઠુર હૃદય કોની સાથે થવું જોઇએ? સારા કાર્ય માટે હજારો સંકટો શીરપર આવી પડે તો તેની સામે બ્હાદુરાઈથી ટક્કર લેવી અને લુંટ પણ તેજ સદકૃત્યો મેળવવાની કરવી અને નિષ્ઠુર હૃદય આત્મજ્ઞાન મેળવવામાં જે જે અજ્ઞાન આવર્ણો નડતાં હોય તો તે આવર્ણોને ગમે તે પ્રકારે દુર કરી પોતાના મનને કાબુમાં લેવા માટે રાખવું જોઇએ. નહી કે, આપણા જે કર્તવ્ય છે કે અન્યનું કલ્યાણ થતું જોવું તેને બદલે તેને કોઈપણ પ્રકારની હાની પહોંચાડવી, અને તેની સત્તામાં જે જે રહેલું

હોય ને તે દરેકપર પોતાની કારમી સત્તા ચાલતી જોવા માટે મગરૂર બનવું અને પરહિતને પાટુ મારીને તેને આપણી ઘાતકી જાલીમ અને સ્વાર્થાંધ સત્તામાં સડાવવી, એવું વર્તન ચલાવનારા અતિ દુઃખી થઇને આ તોફાની દુનિયામાં ફકત હિંસાદેવીનીજ આરાધના કરતા અકાળ મૃત્યુને પામે છે. વિચારો, આવી જુલમી ચાલ ચલાવ્યાથી તમે પૈસાદાર થયા? એમાં શું તમારે ગર્વ ધરવાનો છે ? તમે પ્રેમી દાંપત્યોના સુખી જોડાંને પોતાની કુટીલ સત્તાથી વિખુટાં પાડીને એક બીજાને પરાસ્ત કરો છો તે શાને માટે ? ફકત એક સ્ત્રીનીજ ખાતર તેને મેલવવી ને તેની ઇચ્છા વિરૂદ્ધ તેને પોતાના દિલને દબાવી રાખવાની પાષાણી ફરજ પાડીને તેના કીમતી શિયળ-ને બેમુલ્ય બનાવીને તેની સાથે મોજ કરવાની ખાતર, ખરેખર તે એક માનુષિક કૃત્યની હદ્દ બહારની વર્તણુક ચલા-વવા ખાતર કેવા કેવા ધતીંગો અને કેટલાંએક પાપ કર્મો આદરીને તમારી જીંદગીને તમે સુખી માનવા ગર્વ ધરો છો તે કરતાં ફકત એટલુંજ સરલ ઉતમ અને ઈશ્વરી કાયદાનું લાલન પાલન થાય તેવુંજ શ્રેષ્ટ જીવન ગાળવા માટે અને પોતાનું જીવન ઉન્નત બનાવવા માટે, તેમજ સૃષ્ટિની ભવ્ય અને મનોહર રચનામાં અતિ વધારો કરવા માટે કલ્યાણ કારક

રસ્તો ફકત એજ છે કે પારકાનું કલ્યાણ કરવું. તે કૃત્ય કરવાને જો કદિ અશકત હોઇએતો પોતાની દ્રષ્ટિથી તેવું કલ્યાણમય પરસુખ જોવા માટે પોતાની આ ઈંદ્રજાલિક જીંદગીનો નાશ થાય તો પણ તે સદર્શકના નામની કિર્તીના જયઘોષણા ભાવિપર સુંદર સરોદથી અમ્મર કે જેનો નાશ નથી તેવા ઉચ્ચ પદે સ્થળે સ્થળે અને પળે પળે ગવાયા વગર રહેશેજ નહિ તે ખાત્રીથી સમજજો, " આટલું બોલતાં તે આજારી યુવક શ્રમિત થયો અને પોતાના કથનની કંઈક સહાસર થયેલી જાણીને હર્ષાવિષમાં અટકી પડયો.

રાણા ભવાનસિંહે તરૂણને વધુ નહિ બોલવાની ભલામણ કરતાં જણાવ્યું.

" તમારે જે કાંઈ કહેવું અગર કરવું હોય તે સાજા થયા બાદ કરજો, હાલમાં તમારે નિશ્ચિંતાવસ્થામાં મૌન ધરવું ઉચિત્ત છે. "

" મારી બાહ્ય વ્યથા હવે પ્રતિદિન સુધરતી જાય છે." પરંતુઃ—— એટલું બોલતાં બોલતાં વીર યુવક ગભરાઇ ગયો. સર્વે કોઈ શાન્ત પણે તેની મુખમુદ્રા પ્રતિ સ્થિરતાપુર્વક જોઈજ રહ્યા. પેલા લુટારાઓ તરૂણની છેક નજીક જઇને દીન વદને જાણે પોતાનો ગુન્હો કબુલ કરતા હોય તે પ્રમાણે

તેની માફી માગતા ઉભા. આ વખતે તરૂણની ચક્ષુએ ચોતરફ ફરકવા લાગી. કોણુ જાણે કે તેના હૃદયમાં શું એ ઉથલ પાથલ થતી હશે. સૌના દીલ તેના અનિવાર્ય દુ:ખથી દાઝતાં હોય તેમ દયાર્દ્રતાથી ડોલવા લાગ્યાં. તે માંદા માણસે ફકત થોડીજ પળો બાદ પોતાની દ્વી ચક્ષુઓ મીંચી દીધી અને શાન્ત નિંદ્રિત થયો. આથી રાણા ભવાનસિંહે યોગીની તેમજ ત્યાં ઉભેલા લુટારાઓને આ તરૂણ માટે પુરતી કાળજી બદ્દલ યથોચિત ભલામણ કરીને જરાપણ અવાજ કર્યા સિવાય ત્યાંથી પ્રયાણ કર્યું. યોગીની અને પેલા લુટારાઓ આ શુરવીર પરંતુ ઘાયલ તરૂણ મુસાફરની આસપાસ વીંટળાઇને શોકયુક્તમુદ્રામાં મૌન રહ્યા પણ તેઓનું મૌન ઝાઝીવાર રહ્યું નહિ. તે પથારીવશ થયેલા યુવકના ભાંગ્યા તુટયા શબ્દો મુખ વાટે બહાર પડવા લાગ્યા.

"પ્રભુ! તારી લીલા.......આ ખેલ....કોના માટે....... થાયછે હું કયાં....આ સ્થળ કયું.......મારી પાસેજ.......માવજતમાં આ શું ?.......અજબ ચમત્કાર !....... મારીજ ભગીની!.......અહો પ્રભુ !.... આતો રજનું ગજ....તે ભોળી બાળા કયાં ?.......વીર જગમલની શી દશા!.......પેલો અખંડાનંદ સ્વામિનો મઠ.......કેવો રમ્ય !.......મહાત્મા પણ

ખરેજ યુવક !.......તેઓની સદેચ્છા....... જગતના કલ્યાણાર્થે........વાહ! વાહ!! આટલું બબડી તે ઉંઘમાંજ ખુબ હસ્યો. આ વીચિત્ર બનાવ જોઇને શાંન્ત બેઠેલાં સૌ કોઇને સમજાઈ ગયું કે આ તેજ કુંવર રણમલ કે શીકારની મોજમાં મોતના દરવાજામાં દાખલ થઇને આ દશાએ પહોંચ્યોછે. યોગીનીને આથી ઉલટું દુઃખજ થયું, તેણે જાણી લીધું કે ભાઈની દશા આટલી અધમ! તે બીચારી ભલી અને પવિત્ર સત્યપંથિણી પ્રતિમાને પોતાના પર વિતેલું વિતક વિસરી જવું પડ્યું અને ભાઈના દુઃખમાં પોતાને સામેલ થવું પડ્યું. પ્રભુની માયા અકળ છે. વાતનું વતેસર, રાયનો કીંકર આમજ બને છે તે એ-જગતના પાલણહાર સિવાય કોઈજ કરી શકતું નથી તેનું તાદ્રષ્ય ચિત્ર તેના નિર્મળ હૃદયપર સચોટ અસર કરતું ચીતરાઈ ગયું, તે તદન મૌનજ રહી, પરંતુ પેલા લુટારા આ વખતે યોગીનીની આર્ત મુદ્રા જોઈ શકયા નહિ. તેઓએ આપણી વાર્તાના દીલકશ એક ઉત્તમ નાયક રણમલ પ્રત્યેની પોતાની વર્તણુક માટે પસ્તાવો કરતાં સઘળું વર્ણન ટુંકમાં કહી સંભળાવ્યું અને પોતાના કારમા કૃત્યમાટે તે પણ દેવીની માફી માગવા લાગ્યા. મહાદેવીએ તેમને જણાવ્યું:—

"ભાઇઓ, એમાં તમારો કંઈજ અપરાધ નથી એતો કીસ્મતની કરામત છે તમે તો ફકત તેના નિમિત બન્યા છો માટે

તમે નિર્દોષ છો પરંતુ હવે તમારે શીખવું જોઇએ કે, એકને દુઃખી કરવામાં કેટલો પસ્તાવો થાય છે જ્યારે એકને સુખી કરવા અગર જોવા માટે તેનાથી અધિક્તર આનંદ પ્રાપ્ત થાય છે માટે હમેશાં સદ્વૃતિ અને સત્સંગ ધારવો કે જેથી અંતિમમાં તેવા સુખની પ્રાપ્તિ સાથે આ મનુષ્ય જીવનની ઉચ્ચ ઉન્નતિ સફલતાને પામે. તમે હવે સ્થાનપર વિદાય થાઓ. આ તરૂણીની પાસે હાલમાં હુંજ રહીશ. કાર્ય પડતાં તમને બોલાવીશ" "જેવી દેવીની આજ્ઞા" એટલું કહીને લુટારા સરદાર દુષ્ટસિંહ પશ્ચાતાપિત વદને પોતાના સાથી સાથે બીજા ખંડમાં સીધાવ્યો. આ વખતે રાત વધુ ગયેલી હોવાથી તેઓએ નિદ્રાદેવીની આરાધના કરી અને ટુંક સમયમાં સત્સંગિણિની અસરથી નિદ્રાદેવી પ્રસન્ન થઈ. આ તરફ કુંવર રણમલ પાસે તેની ભ્રાતૃ સહોદરી ભગિની વિલાસિનીને નિદ્રાએ ઘેરો નાખ્યો, આથી તે પણ ત્યાંજ આરામથી જમીન પર સુતી.

પ્રિય વાંચક, તમે સ્ત્રી હો કે પુરૂષ હો, ગમે તે હો પરંતુ આવા આલૈકિક, આંતરિક્ષ, અવર્ણીય "**ભાઈ ભગીનીનો મેળાપ અને દુષ્ટોનાં પાપનો પશ્ચાતાપ**" પર હજારો સાનંદાશ્રુનાં બિંદુઓ પાડીને રાજી થાઓ, ગ્રંથીય ભૂમિકાના ભાવિ ફળો માટે પોતાના વિશાળ હૃદયને આગલ કરો.

# પ્રકરણ ૨ જું.

## આ શો ગજબ?

કલજુગ નહીં કરજુગ હેય્હે યાં. દીનકો દે ઓર રાત લે,
કયા ખુબ સોદા નકદહે ઈસ હાથ દે ઈસ હાથ લે.





વાર્તા વિલાસીઓ, સૃષ્ટિની ઈંદ્રજાલિક રચનામાં પ્રાતઃકાલ એ એક પ્રકારનો મુખ્ય અને સર્વોત્તમ ભાગ છે. એમ પ્રત્યેકનું માનવું છે તેના આધારે લેખક મળતો થઇને તેના વાંચન રસના રસીકોને તેવાજ પ્રિયોત્તમ અને શીતલતા પ્રસારતા પ્રાતઃકાલમાં પોતાની સાથે વિલાસપુર લઈ જવા આગ્રહ કરે છે. પરંતુ વાંચકની દ્રષ્ટિથી વિલાસપુર નગ્ર ઘણું દુર છે તોપણ લેખક તેને સરલ સુગમ પડતા ટુંકા રસ્તે લઈ જવા બંધાય છે તેની પાસે એક એવી અદભુત કળા છે કે વાંચનશોખીનોનાં મનને તે મજબુત પકડીને જ્યાં લઇ જવા ધારે છે ત્યાં લઈ જાય છે. આસમાનમાં જો વગર પાંખે ઉડવું હોય તોપણ ત્યાં પોતાની જીંદગીની સહચારિણી લેખિણી

દેવીના કૃપા પ્રસાદ વડે પાઠક ગણના ઉલ્હાસિત હૃદયને લઇ જઇને આસમાનના તારાઓનો ચમત્કાર પ્રત્યક્ષ રૂપે બતાવી શકે છે. તો આ એક પૃથ્વિપરનું અને વળી લેખકનીજ કલ્પના સૃષ્ટિના સામ્રાજ્યમાંના વિલાસપુર ગામમાં લઈ જવાને તે શક્તિવાન થાય તે નવાઈ જેવું નથી.

જુઓ, આપણે ઘણી થોડી પળોમાં પ્રાતઃકાળના ઠંડા પવનની લ્હેરોમાં લ્હેરાતાં લ્હેરાતાં વિલાસપુરના રમ્ય પ્રદેશમાં આવી પહોંચ્યા. અહિંઆ આપણે પ્રથમ પ્રાતઃકાળનુંજ નિરિક્ષણ કરતાં કરતાં જ્યાં જવું હશે ત્યાં સ્હેલાઇથી જઇ શકીશું.

પ્રાતઃકાળનો સમય થઈ ગયો છે પરંતુ હજુ સુર્ય ભગવાને જોઇએ તેવી રીતે પોતાની આળસ છોડી હોય તેમ જણાતું નથી કારણ કે જ્યાં ત્યાં હજુ રાત્રીની શીતલ ચંદ્રીકાના શ્યામશ્વેત મિશ્રિત પડછાયા નજરે પડે છે તો પણ પ્રભાતમાં ઘરડાઓ પરંતુ ઘોડાની માફક ખોંખારા કરતાં સંભળાતાં હોય તેવી રીતે પ્રભાતના રાગડાઓ ભજનાદિના સરોદોથી વિચિત્ર હાસ્યતાનો ભાસ કરાવે છે અને કેટલેક ઠેકાણે તો નાનાં નાનાં ધાવણાં બાલકો જરમનીનાં ખોખરા થઈ ગયેલાં બેન્ડના રાગના લાગ સાંધતા હોય તેમ ભેં ભેં કે ઉંઆં ઉંઆંના રડાયમાન ધ્વનિથી રસ્તાપર જતા

વટેમાર્ગુઓને વિચિત્ર હાસ્યતાના ભાસમાં કંઈક નુતન વિકાશને વૃદ્ધિ કરતા જણાય છે. તેમજ ગોવાળીઆઓનું તો આ વખતે પૂછવુંજ શું ? તેઓના રહેઠાણમાં તો મહિષ અને મહિષાદેવી, તેમજ ગાયો અને તેના વાછરડાં આદિનાં ભાં ભાંના અવાજથી વિલાસપુરનાં વિચિત્રતા ભાસમાં શ્રોતિતની કર્ણેંદ્રિયને અલૌકિક હાસ્ય ઉપજાવે તેમ સંભળાય છે. તેમાં પણ જે જે ઢારોને દોહવાનો વખત થતાં ગોવાળીઆઓ દુધ દોહવે છે તેનો ઘોંટાળા સુચક ઘું ઘું યુકત દુધની ઝીણી ધાર ખાલી તાંબડામાં પડતી તેનો અવાજ આ બધા કરતાં કોઈ અન્ય પ્રકારમાં પરિણિત થતો સંભલાય છે. પાઠક, હજુ તો આપણે વિલાસભુવન સુધી જવાનું છે અને તમે તો ફકત પ્રભાતનુંજ પ્રદર્શન જોવામાં વખત વધુ રોકાયો. જલ્દી કરો, સત્વર તમારા હૃદય તરંગનાં અશ્વોને દોડાવો. જોયું, આપણે જોતજોતામાં કયાંના કયાં આવી પહોંચ્યા ! રાજમાર્ગપર પ્રાતઃકાળિત વ્યયસાયી પોતપોતાનાં કાર્યાર્થે ઠંડા પવનની લહેરમાં જતાં જણાય છે. કેટલાકો તો હજુ બગાસાં ખાતા હોય તેનો હો.......હો, અવાજ સાંભળનારનાં હૃદયને કંઈક ચમકાવનારો લાગે છે. તેમજ કેટલાકો તો દંતધાવનનો પ્રારંભ કરતા હોય તેમ દ્રષ્ટિગોચર થાય છે. આ પ્રભાતની રમ્યતા અવલોકતાં પાઠક ગણ આપણે વિલાસભુવનમાં

આવી પહોંચ્યા. હુજુ સુધી સર્વ કંઈ શાંન્ત છે કોઈ કોઈ નોકર નોકરાણીઓની કોટડીઓ ઉઘડી ગઈ છે. તેઓ પોત પોતાનાં કાર્યોમાં પ્રવૃત થતા જણાય છે. ચાલો આપણે રાણી-વાસવાળા ખંડમાં જઇએ. આ ખંડમાં પેસતાંજ ઘટિકા સુત્રે આમંત્રણ કર્યું લાગે છે. સાતના ટકોરા થયા. મહારાણી ધીર-જકુંવર પણ ઉઠી ચુકયાં છે, તેમની મુખાકૃતિપર આજે નિસ્તે-જતા જણાય છે તેનું ખરૂં કારણ આંર્તવ્યથા હોવું જોઇએ, જેથી જાણી શકાતું નથી કે તેમની કૃતિ આજ આમ કેમ બની છે? ચાલો, એક ચિત્તથી આપણે ખંડની એક બાજુપર ઉભા રહીને મહારાણીની આંર્તવ્યથાનું અવલોકન કરીએ.

ધીરજકુંવર ખરેખર એક સુશીલ આર્ય મહીલાના રત્ન સરખા ઝલકતા કૃત્યોને અનુસરનારી પવિત્ર સતિ સાધવી વીરનારી છે છતાં હુમણાના તેના ઉદ્‌ગારો કેવા નિકળે છે? તે સાંભળો.

“હે દેવાધિદેવ! આ શો જુલમ! પુત્ર વિયોગ દુઃસહ્ય છે; તેમાં વળી પુત્રીની હુઠ તો હૃદયને હુચમચાવી નાખે છે. હે પ્રભુ! તે બેમાંથી એકને પોતાની હુઠમાં પરાભવ કર, વિભુ! વિભુ!! મારા પ્રાણાધારની પણ વૃતિ પલટાઈ છે. પુત્રીનો શો દોષ? તે તો બાલક છે પરંતુ સદ્‌ભાવનાશાળી

સુશિક્ષિત આર્યબાળાને છાજતીજ રહેણી કરણી છે છતાં તેની હઠને મારે શા માટે નિંદવી જોઇએ? ખરેખર, મને પણ ભાવિ ભુલાવામાં નાખતું લાગે છે. હૃદયમાં પ્રાણાધારની વૃતિજ વખોડવા યોગ્ય છે પરંતુ તે પણ કેમ બહાર કહી શકાય? પ્રભુ! તારી સત્તા વિચિત્ર પ્રકારે ઉપયોગમાં મુકાય છે. હે દીન દયાળ! દયાસિંધુ દામોદર, જો પ્રાણાધારને કંઈ કહેવાય છે અને તેની કૃતિમાં આડ નાખવામાં આવે છે તો સતિત્વનો ઉજાશ લય થાય છે અને જો દીકરીને પ્રાણાધારની વૃતિપર તાબે થવાનું જણાવવામાં આવે છે તો પણ ઉપાધિ. હવે શું કરવું? આતો સુડી વચ્ચે સોપારી તુલ્ય ગતિ મારી થઈ." વળી રાણીએ મૌન ધારણ કર્યું અને વિચાર સંકલનામાં સપડાઈ પડી. વારે વારે તેના ચક્ષુનું ફરકવું, હાથ પગના વિચિત્ર ચાળા થવા, એ સઘળું તે એક ચોકસ વાતપર આવી હોય તેમ તેની મુખમુદ્રા સુચવતી જણાઈ, આખરે હૃદયથી મુખપર આવ્યું અને મુખમાંથી તે બહાર પડયું. "શી ફીકર છે, શોચ વ્યર્થ છે, આધિ વ્યાધિ અને ઉપાધિ એ સર્વને સંભાળનાર મહા ધુરંધર શ્રી જગતપાલક પિતાજ છે. ચાલ, જીવ, હજુ સુધી વિલાસિની કેમ નહિ આવી, રોજતો આથી વહેલી આવી જતી અને મને પણ તેજ તેના કાલા કાલા

શબ્દોથી જાગૃત કરતી." આમ બબડીને તે પોતાના શયનાલયના ઉંબરપર આવી તો એજ પળે હાંફળી ફાંફળી અને નિરાશાસુચક એક દાસીને પોતાના તરફ આવતી જોઈ, રાણી ત્યાંજ થોભી અને બોલીઃ—

"લીલા, આજે હજુ સુધી વિલાસિની આવી નથી તેનું શું કારણ? માટે જા; તેના શયનગૃહમાં તપાસ કર." આ વાકય પુરૂં થયું ન થયું એટલામાં દાસી લીલાએ જણાવ્યું.

"માજી, કુંવરીબાનું દિવાનખાનું બંધ છે મેં ઘણુંએ જોર કરીને તે બારણું ઠોકયું પરંતુ અંદરથી કોઇનો અવાજ સરખો ન થયો. તેથી મને વધારે ભય લાગ્યો અને દોડતી દોડતી આપની પાસે તે કહેવાને આવી."

આ સાંભળીને રાણીનું હૃદય કેવી રીતે હચમચી ગયું હશે તેનો ખ્યાલ વાંચકને સોંપીએ છીએ. તરતજ રાણી ધીરજકુંવર અને લીલાએ વિલાસિનીના દિવાનખાના તરફ ચાલ કરી. તેઓ બન્ને યુવતીઓ ત્યાં આગળ આવીને દિવાનખાનાના બારણાને ખુબ ખખડાવ્યાં પરંતુ જવાબ કે કોઈપણ પ્રકારનો આશાજનક દૃસ્ય જણાયો નહિ. આથી મહારાણી તો બિચારી ગાભરી બની ગઇ અને શુ કરવું એ તેને સુઝયું

નહી. તે ત્યાંજ બેસી ગઈ. તેનાં ગાત્રો શિથીલ થઈ ગયાં. આથી લીલાનું હૃદય ધબકવા લાગ્યું. તેણે તુરત બારણાને ધડધડાવી મુકયાં, થોડીક વારે બારણાના અંદરની સાંકળ ખુલી ગઈ. તે બન્ને સ્ત્રીઓએ અંદર જોયું તો વિલાસિનીનો પલંગ સુનોસટ દીઠો. આજ વખતે મહારાણીએ એક જબરી ચીસ પાડી, તેના પ્રતિધ્વનિતથી આખો વિલાસભુવન ગાજી ઉઠયો. આસપાસના ફરતા નાના મોટા ઓરડામાં આ ભયંકર અવાજે પ્રવેશ કર્યો, આથી સઘળાઓ પોતપોતાના ઓરડામાંથી પોતાનાં કાર્યને એકદમ મુકી દઈ બહાર નીકળી પડયા. તે ભયાનક ધ્વનિ કયાંથી આવ્યો તેના વિચારમાં તેઓ ચોતરફ ઘુમવા લાગ્યા. સઘળાઓમાંથી ઘણાખરા તો વિલાસિનીની વિતક વીટંબણાથી વાકેફ હતા. તેઓએ અનુમાન કરતાંજ તેના શયનાલય તરફ કુચ કરી, વળી કેટલાએક તો ઘુંચળાં બંધ ઘુંચળાં વળી વળીને તે તરફ જવા લાગ્યા. વધુમાં આ ભયસ્પદ ધ્વનિથી મહારાણા શેરસિંહના કાન પણ તરફડી ગયા, શું છે? શું છે? એમ જાપ જપતા તે પણ બધાની સાથે સાથે વિલાસિનીના ગૃહે આવિ પહોંચ્યો. તેમણે જલદી તેના શયનાલયમાં પ્રવેશ કર્યો, એજ પળે તેમની દ્રષ્ટિ મહારાણી પર પડી અને તેઓ બોલવા જતા અગાઉજ

મહારાણીએ શોર બકોરથી તેના કાનને બ્હેકાવી દીધા. મહારાણી રૌદ્રાવાજે ભાગ્યા તુટયા શબ્દો બોલવા લાગીઃ—

"અરે! ઓ પ્યારી, લાડીલી પુત્રી, આ તેં શું કર્યું, તને તારી જનેતાની પણ દયા ન આવી, પુત્રી વિલાસિની, ઓ પ્રીય બાળા વિલાસિની હવે મારી આ દેહ તારા વગર કેમ ટકી શકશે? કુંવરને પણ મેંજ અભાગિણીએ ગુમાવ્યો છે. હજુ તેનો પરિતાપ નિમિષ માત્ર પણ દુર કે ઓછો થયો નથી, ત્યાં આ શું? વ્હાલી પુત્રી, તું કયાં જતી રહી? બેટા, જો તું છુપાઇ હોય તોપણ આ વખતે તારી આ કંગાલ માતાને તારૂં મુખ બતાવ, બોલ, બોલ, મારી લાડકી કુંવરી, ઓ રાજનંદિની! તું અત્રે આવીને કંઇક તો બોલ, પુત્રી, ખરેજ એમાં તારો કે કોઇનો પણ કંઈ કસુર છેજ નહિ. આ તારી માતાજ દોષયુકત છે. તને સુશિક્ષિત અને ધર્મજ્ઞાન આપી જ્ઞાત કરીને મેંજ, અરે હાય! મારા હાથેજ તને તારા સત્યશીલ અને સુવિચારમાં દ્રઢ થવા ન દેતાં તારા પતાની અનુમતિણી બનીને તને આ વિલાસભુવનમાંથી, અરે નહિ! આ વિકરાળભુવનમાંથી સદાને માટે દુર કરી. ઓહ પ્રભુ! હવે હું કયાં જઉં? છતા દીકરા દીકરીએ વાંઝીયા મ્હેણું કેમ સહેવાશે? અરે! પુત્ર વિયોગીની! પુત્રી વિમુખિણી, આ

ક્ષત્રાણિના પ્રાણ કેમ રહેશે? પ્રભુ! પ્રભુ!! આ શો જુલમ! શો શીતમ! નહિ! નહિ!! આ જુલમ શીતમ પ્રભુ તે તારા તરફથી નથી પરંતુ પુર્વના એવા સંસ્કારનેજ હું માન્ય કરૂં છું. આટલી વાર સુધી તો શેરસિંહે ગમે તે પ્રકારે ધીરજ ધરી પરંતુ હવે તેનું હૃદય પણ ધબકવા લાગ્યું, તેના ચક્ષુઓ ફરકવા લાગ્યાં, હાથ પગોમાં પણ શ્રી ધ્રુજારી દેવીએ પ્રસન્ન વદને પ્રવેશ કરી દીધો. તે લથડતા અવાજે બેશુદ્ધાવસ્થામાં મહારાણી પ્રત્યે બોલ્યો.

"પ્યારી, વિલાસિનીને.......શું.......થયું? તે........" આટલું બોલવામાં તેની શક્તિ સુકાઇ ગઈ. આ વખતે પોતે પડશે તેવા ભયથી તેણે વિલાસિનીના પલંગનો ટેકો લીધો.

મહારાણી તો અબોલજ રહી. તેનાથી જરાપણ જીભ ઉપડી શકી નહી. આથી મહારાણાએ ફરીથી પ્રશ્ન કર્યો.

"પ્રીયા, તું મને શાને ગભરાવે છે? તે રાજબાળા કયાં ગઈ?"

"મને તેની કશી ખબર નથી." રાણીએ આજ વાકય મહા મુશીબતે પુરૂં કર્યું.

"શું તે કોઇને પણ કહ્યા વગર ચાલી ગઇ ?" આ વાકયથી ત્યાં ઉભેલા સઘળામાંથી કેટલાકોએ માની લીધું કે રાજબાળા કોઇ ગંભીર કારણથી રાત્રીએ ચાલી ગઈ હશે. વળી કેટલાકોનો મત એવો પણ બંધાયો કે બ્હાદુર જગમલ તેને નસાડીને લઈ ગયો હશે. ત્યારે વળી કેટલાકોના મનમાં એજ રમખાણ થવા લાગ્યું કે જગમલનો તો પત્તોજ કયાં છે ! પરંતુ કોઇ લુટારાઓએ દરોડો પાડીને રાત્રીનો લાભ લઇને કુંવરીનું હરણ કરેલું હોવું જોઇએ. જેને જેમ ફાવ્યું તેમ મનમાં ને મનમાંજ સંકલ્પ વિકલ્પ કરતાં ગોટા વાળવા લાગ્યા. કોઇએ ચોકસ અભિપ્રાય મહારાણા સમક્ષ પ્રકટ કર્યો નહિ. આવા ઘોટાળાયુકત ઘુંચવળામાંથી વિલાસિનીની દાસી લીલા, અરે! નિમકહલાલી લીલાની દ્રષ્ટિ ત્યાં પડેલા ટેબલપર પડી. એજ પળે તે ટેબલ પાસે ગઈ અને જોતાંજ તે બોલી ઉઠી:—

"બા ! બા !! જુઓને આ શું છે? આ ઘરેણાં આમ ખુલ્લાં મુકી દીધાં છે" પરંતુ મહારાણી તો શુદ્ધીહિણુજ હતી, આથી શેરસિંહે લીલા તરફ જોયું તો ત્યાં તેની નજર તે છુટાં ઘરેણાંપર પડી અને આશ્ચર્યયુકત દ્રષ્ટિએ તે જેમનો તેમ ઉભોજ રહ્યો. લીલાએ બધાં ઘરેણાં બરોબર સંભાળીને

વિલાસિનીના પલંગપર મુકયાં. આ વખતે પલંગપરના બીછાનાની નીચે એક કાગળને સ્હેજ બ્હાર દેખાતો લીલાએ જોયો તેવોજ તે કાગળ ઉંચકયો અને મહારાણા શેરસિંહના હાથમાં આપતાં બોલી:—

"બાપુ! બાપુ!! આ કાગળ પણ બ્હેનબાના તકીયા નીચેથી મળ્યો છે, જુઓને શાનો અને કોનો લખેલો છે.!"

"અરે! આ શું? ખરેજ આતો બાળાનો કાગળ!" મહારાણાનું આ બોલવું પુરૂં થયું નહી ત્યાં તો રાણી ધીરજકુંવરની કર્ણેંદ્રિય સતેજ બની અને શેરસિંહના પ્રતિ બોલી ઉઠી:—

"નાથ! પત્રમાં શું લખ્યું છે? કયાં ગઈ છે તે જણાવેલું છે?"

કાગળ વાંચવામાં લીન થયેલા શેરસિંહે મહારણીનું બોલવું સાંભળ્યું ન સાંભળ્યું કર્યું. તે તો પત્રમાંજ જાણે તન્મય બની ગયો હોય તેમ તેની મુખમુદ્રા દ્રષ્ટપાતકોને જણાવા લાગી, રાણીએ ફરીથી પુછયું,

"કેમ નાથ, બોલતા નથી?"

"જવાબ નદારત."

"શું કાંઇ વિપરીત છે ?"

વ્હાલી, શું કરૂં,? હુંજ પાપી છું. મારા કર્યાં મનેજ નડયાં; અરે પ્યારી પુત્રી ! યોગીની ! હાય ! હાય !! વ્હાલી બાળા, તારૂં કહેવું સત્ય છે. હું ગમારનો ગમાર છું, અરે! હું રાજા શાનો ? આ રાજ્ય વૈભવને હું લાયક નથી. હાય પ્રભુ ! ઓ મારા લાડીલા કુંવર! તારો પિતા મહા પાપી છે, અરે દુષ્ટ છે, દુરાચારી છે, અરે તે દુરાચારીની હદ્પણ ન રહી. પોતાની પુત્રવધુ પર બદ્દાનત, લાખોવાર લ્યાનતને પાત્ર છું. અરે તે ભોળી અને ગરીબડી દેવી; હાય! તે મારી પુત્રી તુલ્ય રંભા, તારી સત્ય શિખામણોથી મારા લોહ કરતાં સખ્ત હૃદયે તેની કંઇજિ અસર ન થઈ. ઓહ! રંભા, તું કયાં હોઇશ. ? અરે, તારો શ્વસુર મહાદુષ્ટ, ગજબ ! ગજબ !! પુત્રવધુ પર બળાત્કાર, હાય પ્રભુ ! તું તે કેમ સાંખીશ ? અરે ! મારા આ દુષ્ટ અને નિંદિત કર્મની માફી તું કેમ આપીશ ? મહારાણાનું મસ્તક ભમવા લાગ્યું, તેના પાપ કર્મે તેને ઘેરી લીધો, તે ગભરાઇ ગયો, તેનું ધૈર્ય ઢીલું બની ગયું, મુખ શ્યામ નિસ્તેજ થઈ ગયું. આમ શોકસ્પદ પણામાં શેરસિંહ એકાએક પડી ગયો. સઘળાઓ તેની નજીક

જઈ પહોંચ્યાં અને આશ્વાસન આપવા લાગ્યા, તેને એક આરામ ખુરશીપર બેસાડયો. થોડીક વારે મહારાણીએ પુછ્યું:—

"પ્રાણવલ્લભ ! આમ ગભરાવ છો શા માટે ? પત્રમાં શું છે તે તો જણાવો. !"

"હું શું કહું.? મારા કર્મેજ આ ભયાનક બનાવ બન્યો છે."

"પરંતુ કાગળ પુરો વાંચો તો ખરા." રાણીએ આતુર-વદને મહારાણા તરફ જોતાં કહ્યું.

"કાગળ વાંચતાં મારૂં હૃદય કંપે છે, મારાથી તે નહિ વંચાય."

"વ્હાલા, આપ હિમ્મત ન હારો, આવેલા સંકટને સમય સુચકતાથી દુર કરો. બન્યું તે ન બન્યું થવાનું નથી. જુઓ તો કાગળમાં શું છે. ?"

"તો સાંભળ," મહારાણાએ પત્ર વાંચવો શરૂ કર્યો.

**"વ્હાલા માતાપિતા,**

આપે મને ઉછેરી છે. પાળી પોષી મોટી કરી છે. લાડમાં લડાવી છે, આપે સત્ય અને ધાર્મીક સુશિક્ષણ આપી સુસંસ્કારથી વિભૂષિત કરી છે. એ સર્વ ઉપકારોનો બદલો

વાળવો તો દુર રહ્યું પરંતુ તેને બદલે આપને આ વખતે દુઃખી કરવા તૈયાર બની છું, જો કે તેમ કરવાનું આપનાજ તરફથી અપાયેલા જ્ઞાનનો પ્રકાશ છે, એટલે હું તદ્દન લાચાર છું." હમણા તો હું આ જગતની ઇંદ્રજાલિક યાને પ્રપંચબાજ જાળમાંથી મુક્ત થવાના દ્રઢ પ્રયત્ને નીકળી જઉં છું. કયાં જઉં છું? તે હું પણ જાણુતી નથી, ભાવિ મને કઇ દિશા બતાવશે કે જ્યાં હું પરમ સુખની પ્રાપ્તિ મેળવી શકીશ, તોપણ મારા હૃદયનું શુન્યકાર બિંદુ એજ સુચવે છે કે માયાને છીન્નભિન્ન કરી તું પરમ અને સુખકર, પ્રિયકર વસ્તુ મેળવવાને અત્રેથી ચાલી જા, નીકળી જા. મારી ચિંતા કે શોક યા શોધ કોઈ પણ સ્થળે ન કરશો. હું જ્યાં જવાની છું તે જાણુતી નથી પરંતુ હું જે સ્થિતિમાં પલાયન કરૂં છું તે તરફ દીર્ઘદ્રષ્ટિએ જોઉં છું તો મને આ ભૂતળનાં દરેક સ્થળો નિર્ભય લાગે છે, એટલે મને સુખ કે દુઃખ કંઇ પણ અસર કરી શકવા શક્તિહીણુ છે. આ અસાર સંસારમાં જે જન્મ પામે છે, જેના નામનો ઉપદ્રવ થાય છે, તે વહેલો કે મોડો, આજે કે કાલે, દીવસે કે બેચાર દિવસે, મહીને કે છ મહીને, વરસે કે દશ વરસે લય પામવાનુંજ, માટે તે લય પામનારા પ્રતિ શોક કરવો કેવળ મૃગજળને પકડવા સમાન છે, તો

પછી શાને વૃથા પ્રયાસ કરી એવી શોકસ્પદ તકલીફ વોરવી. પરંતુ હાલમાં લયની દિશાથી મારી દિશા અન્ય છે; તોપણુ આપ સર્વને છોડી જતાં સદ્દાને માટે હું તો લયજ છું એમજ આપને માનીને મારા પ્રતિ શોક નહિ કરવાનું કહેવા સાહસ ખેડું છું. ભાઈ ગયો, તે કયાં ગયો? રંભા દેવીની પણ દિશા મુકરર થઇ, તે કયાં ગઇ, તેનું શું થયું? તેમ મારા જવાથી સઘળાને થશે પરંતુ જેમ આ ગયેલાંને ધૈર્ય ધરી સહન કર્યું તે માફક મારે માટે ધૈર્ય ધરજો.

**માતા,! ઓ વ્હાલી માતા!!** તમારો પ્યાર મને વધારે દુઃખકર બનાવે છે. હાય! હું હવે આપને નહિ મળીશ! ઓહ! વ્હાલી માતા, તારા સદ્બોધ વચનોથીજ મારી આ સ્થિતી થઇ છે, તેનાથી મારો, આ સુજન્ય સહોદર વર્ગ રૂપ ખીલેલી વાટિકાથી વિયોગ! અહા હા! એ વિમુખ થવાનું ધૈર્ય આપનાથીજ મળ્યું છે. ઓ પ્રભુ! મારી માતાને કયા પ્રકારે ભુલું, અરે વિભુ! હું તે પવિત્ર માતાનો કયા પ્રકારે ઉપકાર વાળી શકું! પ્રભુ! પ્રભુ!! તું મારી પવિત્ર માતાને મારો વિયોગ થતા અસહ્ય દુઃખમાં ધૈર્ય આપજે.

**વ્હાલા પિતાજી**, હું આપને નમન કરૂં છું, તે છેલ્લું કે પહેલું છે, તેનો વિચાર મેં કર્યો નથી. તે વિચાર કરવાની હાલમાં મારી શકિત બ્હેર મારી ગઇ છે, હમણા તો મારે અહિંથી ચાલ્યા જવું, એજ વિચાર સર્વોત્કૃષ્ટ છે. ભલે હું જાઉં છું. ભાઈ ગયો, ભાભી પણ ગઈ, હવે આપને શ્રી પ્રભુ સદ્બુદ્ધિ આપો. આપના કૃત્યને માટે નહિ, આપના વિચારોને માટે નહિ પરંતુ આપને માન આપીને તે માનની જાહોજલાલી સદાકાળ જળવાઈ રહે તેજ અંતિમેચ્છાએ મેં વિલાસભુવન તજ્યો છે. હું તેનાથી દુર થઇ છું. મારૂં યોગિની રૂપે અત્રેથી પ્રયાણ છે. મારે માટે ખેદ કરવો એ આપને યોગ્ય નહિ લેખાય. ભાઇ, કે ભાભી ગયાં તે માટે આપના હૃદયમાં કેટલીવાર ખેદ ટકી રહયો? તેમ મારા માટે પણ હું ધારૂં છું. આપના ભાવિ વિચારોને ફેરવજો. પુજ્ય પ્રતિ દોષારોપણ કરવું તે આર્યધર્મની મર્યાદા વિરૂદ્ધનું છે, તોપણ વિતર્ક તુર્ક તુતકનો ખ્યાલ મગજમાં ભારી વેદના કરતો સાલે છે, તે સહન કરવાને તદ્દન શક્તિ રહિત હોવાના પ્રબળ કારણથીજ હું પલાયન થાઉં છું. ભારતની દુર્દશાનું કારણ આપ જેવા ગર્વાધિકારી, વિકળ વિક્રમીઓ છે એવી મારી માન્યતા જાહેર કરૂં છું પરંતુ હાય! આ મ્હેં શું લખ્યું? કોને અને કઈ પુજ્ય મુર્તીને આ સંબો-

ધક વાક્ય લખ્યું ! ઓહ ! તેમાં શું ! સત્યાસત્યને ગ્રહણ કરી જાણવા માટે હમેશાં પોતાના પુજ્યોત્તમની પણ ખામી કાઢવી એવું મહાન અને સત્યનિષ્ઠ સજ્જનોનું વદવું છે, એટલે મારે પણ તેને એક ફરજના રૂપમાં પરિણિત કરવુંજ જોઇએ માટે જે લખ્યું અને વધારે લખું તે પહેલાં આપને મારે ફરીથી વંદન કરતાં આગળ લખવાની હિમ્મત કરવી પડે છે કેઃ—" આ વખતે શેરસિંહના ધ્રુજતા હસ્તમાંથી પત્ર પડી ગયો, શેરસિંહનાં રૂવેરૂવાં ખડાં થઇ ગયાં, તેની તમામ શક્તિ ગુમ થઈ ગઈ, તેના મુખ પર શ્યામતા છવાઈ ગઇ, ધુમાકાર થઇ જડ તુલ્ય, અરે નહિ ! એક મૃતક સમો ખુરશી પર તે પડી રહ્યો. આંખો પર હાથ દઇ દીધા, તેને ત્યાં પડેલી સર્વ વસ્તુ પ્રતિ ગ્લાનિ અને ઘૃણા છુટવા લાગી, આથી તેનાથી પુરો પત્ર વાંચી શકાયો નહિ, રાણીએ તે પત્ર લઇ લીધો અને બાકીનો મનમાંને મનમાં વાંચ્યો. પત્ર પુર્ણ થતાંજ તેના કોમળ હૃદયમાં એક જબરો આઘાત થયો. એકા એક બેશુદ્ધ થઈ જમીન પર તે પડી ગઈ. લગભગ તેની આ શોકમુર્છા અર્ધો કલાક સુધી સમી નહિ. રાણી ધીરજકુંવરની તેમજ મહારાણા શેરસિંહની દશા એકમય બની રહી. આમ દ્વિમુર્તી એકમેકથી કેટલોક વખત ચક્ષુઓ ફરકાવતી

શાન્તતા પથરાવી રહી. આખરે કેટલોક સમય પછી શેરસિંહ બોલ્યો:—

"વ્હાલી, ખરેજ હું અજ્ઞાની છું. ગમારનોજ ભૂપ છું. મને વ્યભિચારમાં કાંઇજ સુઝયું નહિ. હાય હરી! હવે હું શું કરૂં? કયાં જવું? મારો પાપાગ્નિ કયા પ્રકારે શાંન્ત થશે? વ્હાલા પ્રભુ! મેં કામાન્ધમાં અંધ બનીને પુત્રવધુ પર કરેલો જુલમ, હાય! તે જુલમ! અરે સાક્ષાત ભગવતી તુલ્ય દેવી! તારૂં કહેવું સત્ય ઠર્યું. ઓ પ્યારા કુંવર! તારો પિતા દુષ્ટ છે, અતિ દુરાચારી છે. પુત્રી વિલાસિની! ધન્ય છે તારી હિમ્મતને. અરે! રાજભોગિની વિલાસિની તું કયા જંગલમાં યોગીની થઇ રહી હશે? ઓ બાળા! તારા દુષ્ટ પિતાએ સત્તાનો ગેર-ઉપયોગ કર્યો. હાય! તે પણ વ્હાલી પુત્રી તરફ! ઓ સરદાર! તારી બ્હાદુરી અગાધ છે. ખરે, તું શુરવીર છે. ઓહ! કુળાબાજ લડવૈયા! તારી નિષ્પાપવૃતિ ઘણી તેજ છે. સરદાર તું આવ, તારા આ નાલાયક રાજાને યોગ્ય શિક્ષા કર, હું તે ખમવા તૈયાર છું." આવા અસંખ્ય પશ્ચાતા-પોદ્દગારો કાઢતો કાઢતો શેરસિંહ થાકી ગયો એટલામાં રાણીને સહેજ ચેતન આવ્યું હોય તેમ આસ્તેથી બોલી:—

"પ્યારા, હવે આ સ્થુળ દેહ નકામો છે. વંશ હોવા છતાં હું વાંઝણી થઈ. હાય પ્રભુ! મારાં ગરીબનાં રત્નો તરફ આ જુલમ! આ શીતમ! અરે! હું કેવી ગાંડી છું! મારી અક્કલ કેટલી બધી અવળી છે કે પ્રભુને દોષ આપું છું! કર્યા કર્મનું ફળ ભોગવવુંજ પડે તેમાં કિરતારનો શું કસુર? ઓ વ્હાલી પુત્રી વિલાસિની! અરે બાળા!! તારાથી યોગ કર્મ કેમ સહન થશે? અરે રાજભોગિની વિલાસિની! જંગલમાં ટાઢ તાપ અને પથ્થરોથી કેમ તને પાલવશે? હરી! હરી!! કુદરતનો ખેલ અદ્દભુત છે, બસ, હવે મારે જીવીને આ દુનિયામાં શું મોં બતાવવું? હું પણ તેજ દિશા પ્રતિ જાઉં." આમ વિચારના વમળમાં વિંટળાયેલી રાણી ઉઠીને મહારાણાની પાસે આવીને બોલી:—

"વ્હાલા! મને હવે આ સંસાર દુઃખ મય ભાસે છે. સર્વ સુખ ગયું. પુત્ર પુત્રી ગયાં. હવે આ રાજમહાલયનો વૈભવ એક ઉપાધિયુકત લાગે છે. આ આભૂષણો પણ શ્યામ રંગે રંગાયેલા નિસ્તેજ મય જણાય છે. જુઓની, આ ભાનુદેવ પણ પોતાના રકતવર્ણી તેજમાં પુત્ર પુત્રીના વિયોગથી શોકની વાદળીઓ કરતા જણાય છે, મને તો રાજ્યમહાલયના વૈભવો

અને જંગલના પહાડાદિ વેરાન એ બન્ને સરખાંજ જણાય છે.” મહારાણી પોતાનો પૂર્ણ અભિપ્રાય આપે તેની વચ્ચમાંજ શેરસિંહ બોલી ઉઠયો:—

“પ્યારી, તું ધીરી થા, શાન્ત થા, ધૈર્ય ધર, હાલમાંજ બીજાં કેટલાક માણસોને કુંવર કુંવરીની અને તે ભલી દેવી રંભાની શોધ માટે મોકલું છું. મેં ગઈ કાલેજ સાંભળ્યું છે કે કુંવર રણમલના આવવાની આશા છે,” એજ પળે રાણો આગળ બોલે તે પહેલાંજ મહારાણી એકદમ નિંદ્રામાં ઝબકી હોય તેવી મુખમુદ્રાએ બોલી ઉઠી:—

“શું કુંવર હજુ જીવતો છે? તે કયાં છે?”

“તે કુંવર રણમલજ છે, તેવું ચોકકસ રીતે જણાયું નથી પરંતુ આપણા ગામના કેટલાક ખેડુતોને આ વાત મળી આવી છે કે એક યુવાન રાજવીર શ્રી અખંડાનંદજીના મઠમાં સર્પના ડંશનો ભોગ થઈ આવેલો હતો, તેને તે મઠાધિકારી મહાન યોગેન્દ્રે પોતાના યોગબળના પ્રભાવ વડે કરીને તેને જીવતો કર્યો છે. એવું મને ગુમાન કહેતો હતો. વખતે તે યુવક કુંવર રણમલ પણ કેમ ન હોય.?”

"વ્હાલા, કુંવર રણમલને ગુમ થયે આજે લગભગ ત્રણ વર્ષ થઇ ગયાં. હવે તેની આશા રાખીએ એ મૃતક જીવોની સાથે નિદ્રામાં સ્વપ્નાથી આનંદ ભોગવવો તે સમાન મને તો લાગે છે, પરંતુ" મહારાણી આગળ બોલવા જતાં અગાઉ શેરસિંહ આરામ ખુરશી પરથી ઉઠીને પલંગ પર સુતો અને હાથના ઇશારાથી લીલાને જણાવ્યું:— "આ સઘળાને મારી નજરથી દુર કર. જોત જોતામાં મહારાણી અને લીલા સિવાય શેરસિંહ પાસેથી સઘળાંઓ પોતપોતાના કાર્યમાં પરિણીત થઇ ગયાં.

મહારાણાની અત્યારની સ્થિતિ ખરેખર દયાજનક થઈ પડી છે. તેના મુખપર ચિતભ્રમ વ્યાધિની છાયા છવાઈ ગઈ છે. પોતે તેજ વિચારમાં ગુંચાઈ ગયેલો લાગે છે કે પોતાના મહાન પાપોનું પ્રક્ષાલન કેમ થશે.? તેનું પરિમાર્જન કરવાને તે ક્ષણે ક્ષણે ગભરાતો હોય તેમ તેની ભવ્ય પણ કાંતિહિણ મુદ્રા ચિંતત રેષાઓથી ભરાયેલી લાગે છે. હમણા તેની સ્થિતિ મહા ભયંકર થઈ પડી છે. જાણે તે મરણ કાળના બિહામણા ડાચામાં જવાની તૈયારીમાં તેની છેલ્લી ઘડીઓ ગણાતી હોય તે માફક દ્રષ્ટપાતકોને વારંવાર સુચન થયા કરે છે. અરે! પણ શ્રી પ્રભુનો લીલા ભેદ અકળ છે. મનુષ્યનું ધારવું

કેવળ કાલ્પનિક યાને સ્વપ્નવત્ છે. આ મહાન પાપનો કરનાર વિક્રાળ નરપીશાચ આટલો જલ્દીથી આ દુનિયામાં ચાલી જાય તેને માટે જગતના પાલણહાર વિભુને ઘણીજ ફીકર છે. હજુ તે નરાધમનું પારિપત્ય પુરતી રીતે થઈ શકયું નથી, તેની સચોટ અસર જગત જનો પર થાય અને તેવાં પાપ કર્મો કરતાં કોઇ પણ અટકે એટલા માટેજ તેના પાપની શિક્ષા આટલેથી વિરમે તેમ નથી. આવો ભયંકર કટોકટ્ટ મરણાન્ત વખતનો યોગ સાધનારો અને સારી આલમને મહાન શેતાની શેરસિંહના કૃત્યના બનાવથી એક ચોંકાવનારો અને અન્યને પોતાની હૃદય પોથીમાં નોંધી રાખવાયુકત બનાવ એકાએક ત્યાં બન્યો. વિલાસભુવનમાં આ વખતે સઘળાઓ શાન્તતાથી પોતાનું કાર્ય કરવામાં નિમગ્ન બનેલા છે તે પ્રસંગનો બે મુલ્ય લાભ સાધતા અગ્નિદેવ પધાર્યા. અગ્નિદેવનું પ્રથમ આગમન કાળમુખા શેરસિંહના શયનાલયમાં થયું. ભભક ભભક કરતા તેઓએ પોતાનું સ્વરૂપ પુરેપુરૂં પ્રકટાવ્યું અને નિમિષમાત્રમાં તેઓએ આખા વિલાસભુવનને પોતાના ખાખયુકત ખપ્પરમાં ઘેરી લીધો.

સઘળાઓ ત્યાંથી નાશભાગ કરતા વિલાસિનીનું શયન મંદિર તજી ગયા, મહારાણા શેરસિંહ અને રાણી ધીરજ-

કુંવરના હૃદયો આ ભયાનક બનાવથી શુન્ય થઇ ગયાં હોય તેમ તે ઉભયની મુખાકૃતિ દ્રષ્ટપાતકોને સુચવતી જણાવા લાગી. ભૂવનની બ્હારના હોહાકારના ધ્વનિથી શેરસિંહના હૃદયપટ પર એક જુદાજ પ્રકારનું ચીત્ર ચીતરાઇ ગયું. તેની મુખમુદ્રા તદ્દન કૃષ બની ગઈ. તેના પાપી અને નિંધકાર્યની કાળી રેષાઓ તેના ભાલપ્રદેશપર દોરાઈ ગઈ. આવી ભયકારક અને નિસ્તેજમય આકૃતિ બની જવાથી મહારાણી ધીરજકુંવરનું કોમળ, પતિપરાયણતાના અપૂર્વ ગુણોથી ભરપુર પવિત્ર હૃદય ભરાઈ આવ્યું અને તે હૃયદનો ઉચ્રુરો મુખવાટે નીકળી પડતાં મુખના કાર્યમાં સહાયભૂત થતી દ્વી ચક્ષુઓ એ તેને શાન્તિ આપવાની ખાતર જળ સિંચન કરવા માંડયું. રાણીએ પોતાના પતિની આ દશા થવાનું કારણ જાણવા છતાં પણ એક સતિ સાધ્વિ નારનું સંભૂષણ જાળવી રાખવા માટે પોતાનું મુખ શેરસિંહ ન જુવે તેમ એક બાજુએ છુપાવી દીધું પરંતુ તેમાં તે સફળ ન થઇ. જોતજોતામાં તો અગ્નિદેવના દર્શન તે પવિત્ર વીર રાણીને થયાં, આથી તે એકાએક ઝબકી અને મહારાણા શેરસિંહને સંબોધતી બોલી:—

“નાથ, ઉઠો, ઉઠો, જુઓ! જુઓ!! આ આગના ભડકાઓ જણાય છે, પાસેના ખંડમાંજ આગ પ્રસરી રહી છે. જલદી, જલદી, નાસો! નાસો!!” આમ બોલતાં બોલતાં રાણી મુંઝાઇ ગઈ પરંતુ ત્યાં આગળ કેટલાંક માણસોને રાણીએ પોતાના પાસે હાંફતાં હાંફતાં આવતાં જોયાં. આથી મહારાણીથી ફકત એટલુંજ બોલાયું; “વિચારની આ પળ નથી. ચાલો, મહારાણાને લઇને ભૂતીયા મહેલમાં.”

“બા સાહેબ, આમ ગભરાઈ ન જાઓ. આગને શાંત કરવાને ગામના તેમજ આપણાં ઘણાં માણસો પ્રયત્ન કરી રહ્યાં છે. અમે તમોને સહીસલામત સ્થળે લઈ જવાને આવ્યા છીએ.” બધામાંથી એક જે મહારાણાનો ખાસ હજુરીઓ અને નેકનોકર ખડકસિંહ હતો તેણે જણાવ્યું.

રાણી ધીરજકુંવરની આજ્ઞાનો અમલ થતાં સઘળાઓ મહારાણાને જીવના જોખમે ત્યાંથી લઈ ગયા.

વાંચક, ભૂતીયા મહેલ વિષે ફરી તમને તસ્દી આપવાની જરૂર નથી, કે એજ મહેલ, એક વખતને માટે સરદાર જગમલ, અને રંભાદેવી તેમજ બીજા કેટલાંક રાજદ્રોહી ગણાવામાં આવનારાઓને એક કારાગાર તરીકે પંકાતા

"ભૂતીયા મહેલ"માં રાખવામાં આવતા હતા. તેમાં આજે આપણી ગ્રંથીય ભૂમીના સામ્રાજ્ઞ પરંતુ મહાદુષ્ટ અને શેતાની મહારાણા શેરસિંહનો એક આશ્રય, નિવાસસ્થાન તરીકે ગણાયો. આ પણ એ વખતનીજ બલીહારી છે એમ કબુલ કરવાને આ એક સોનેરી કે રૂપેરી યા લોહસમી તક સમજાય તો લેષપણ ભુલ ભરેલું ગણાશે નહિ.

મહારાણાને ભુતીયા મહેલમાં લાવીને એક દિવાન-ખાનામાં એક પલંગપર સુવાડવામાં આવ્યા તેમની પાસે પોતાની સાધ્વિ સતી રાણી ધીરજકુંવર શોકગ્રસ્તાવસ્થામાં પલંગને આધારે માથું નીચું રાખીને પડી છે. સઘળા નોકરો રાણીની રજા લઈ જવા માટે ગુપચુપ ઉભા રહ્યા છે. રાજા રાણીમાંથી લગભગ અર્ધા કલાકના લાંબા સમય પર્યંત કોઇ બોલ્યું નહિ. આથી ખડકસિંહે જણાવ્યું:—

"માજી, અમને રજા છે! ત્યાં શું બન્યું અને શું થયું હશે તે કહી શકાતું નથી. ત્યાં અમે જલદી જઇએ તો ઉત્તમ, આપની કંઈ આજ્ઞા.?"

"કંઇજ નહી. તમે જાઓ, પણ વખતો વખત આવીને ત્યાંનો હાલ હેવાલ જણાવજો, ફકત અહીંઆ બે ત્રણ સિપાઈ

રહે તેવો બંદોબસ્ત કરી જાઓ." મહારાણીનું બોલવું સૌને ખરેખર દયાર્દ્ર લાગ્યું. સઘળાઓએ હિમ્મત રાખવાનું સુચન કરતાં એક પછી એક એમ ત્યાંથી જવા માડયું. ફકત ત્રણ સિપાઇઓ દિવાનખાનાની બહાર પહેરો ભરતા ટેલવા લાગ્યા.

મહારાણાની અવદશા પર વિચાર કરતી રાણી ધીરજકુંવર ભાવિ કેવા કઠણ પ્રસંગો લાવશે તેનાજ અકલ્પિત અને અ-કથ્ય વિચાર તરંગમાં તરવરવા લાગી. આ ઉભયની સ્થિતિનું દિગ્દર્શન કરવા માટે આપણે હવેના પ્રકરણપર અવલંબવું પડશે.

પ્રિયપાઠક, તું પુરૂષ હો કે સ્રી હો. ગમે તે હો, પરંતુ નિતિમય માર્ગે નહિ ચાલનારાઓ દુષ્ટો પર ફીટકારનો વરસાદ વરસાવ, અને આજના આ ભયાનક બનાવનો પ્રભાવ બતાવ કે " **આ શો ગજબ?** "



# પ્રકરણ ૩ જું.

## પાપના પશ્ચાતાપનો પરિતાપ.





ભમિસ્ભુત વિલાભૂવન તદ્દન ખંડીયર સમું બિહામણું થઈ પડયું છે. હે દીન દયાળ પ્રભુ! તારી રચના અદ્દભુત છે કે જળને સ્થળ અને સ્થળ ત્યાં જળ, વેરાનમાં ઉદ્યાન, ઉદ્યાન ખરેખર રાન, જ્યાં ખંડીયર ઉજ્જડ, તેજ સ્થળ અલૌકિક શબ્દાયમાનથી ગાજતું વાજતું અને જ્યાં રાત્રી દિવસ મનુષ્યની અગણિત આવજાવ, તેજ સ્થળને માટે ભયાનક અને અવર્ણીય કારમી સત્તાનો જુલમાટ ઝઝુમતો પ્રભાવ! એ સઘળું કરવું કરાવવું તારાજ હુસ્તની એક બાલ્ય ગમ્મત છે. અહો! કયાં તે વિલાસભુવન કે જે રાજા રાણી અને નોકર ચાકરાદિના આનંદ કલ્લોલ શબ્દાયમાનથી ગાજતો બાદશાહી રાજમહાલય અને કયાં પેલો ભુતિયો મહેલ! જે ઘણાકાળથી મનાતો આવતો કારાગાર! આજે તેજ વિલાસ-ભુવન અગ્નિની પ્રચંડ જવાળાથી ખાલી ખખ્ખ બની જઇને એક ઉજ્જડ જીર્ણવત્ ખંડીયર અને તેજ આજનો ભુતિયો-

મહેલ કે ખુદ મહાસત્તાધિકારી મહારાણા શેરસિંહનું આશ્રયસ્થાન! વિભુ! વિભુ!! તે સઘળું તારી સત્તાનુંજ પ્રબળ, ભલેને માણસ હજારો ફાફાં મારે પરંતુ તારી સંમતિ સિવાય પશુ તુલ્ય માનવીનું કંઈજ ન ચાલે, તેના આધારભુતમાં એક મહાન નાટયકારની કલમને ધન્યવાદ આપતાં દરેક વ્યક્તિએ નોંધી રાખવું જોઇએ કેઃ—

હું કરૂં આ મેં કર્યું એ માનવી મીથ્યા વદે,
પણ ઇશની આજ્ઞા વિના નવ પાંદડું હાલી શકે.

આવા અસંખ્ય વિચારોના તરંગમાં તરતી મહારાણી ધીરજકુંવર શેરસિંહના પલંગ પાસે બેઠેલી છે, પવિત્ર અને સુશિલ રાણી ખરેખર પતિધર્મની મહત્તા સારી રીતે જાણે છે, જો કે મહારાણા શેરસિંહ ખરેખર ક્ષત્રિય જાતીને માટે એક કુળાંગાર, પાપીષ્ટ તરીકે આ દુનિયામાં પુરવાર થઇ ચુકયો છે છતાં પણ તેની રાણી સુજ્ઞ અને સદ્દગુણાલંકિત સતિ શીરોમણી એ, પોતાના પાપનો પશ્ચાતાપ કરતાં દુરાત્મા શેરસિંહને પુજ્યભાવે પતિધર્મની દરેક પવિત્ર ફરજો બજાવવામાં કંઈપણ ન્યુનતા જણાવવા દેતી નથી કારણ કે ગમે તેવો પણ પોતાનો સૌભાગ્યરક્ષક પતિ, અરે નહીં! ઇશ્વરજ

સમજે છે અને તેવાજ પુજ્યભાવિક આદરમાનથીજ તેનો પળે પળે સત્કાર કરે છે જ્યારે આજની ઊઘરતી બાળાઓ કે જેઓની સમજ પ્રાચીન કાળની આર્ય મહિલાઓની સાથે સરખાવતાં અફસોસથી કહેવું પડે છે કે તેનો એક લક્ષાંશ પણ ભાગ આધુનિક સમયમાં હશે કે કેમ? તે એક મહાન શંકાયુકત છે.

પ્રાચીન કાળની આર્યમહિલાઓએ જે સ્રીધર્મની વિરૂદ્ધ છે તેવાં કર્માચર્ણો જાણીને તેનો બહિષ્કાર કરેલો છે તેજ બહિષ્કાર એક વારસા તરીકે અગર તો પ્રાચીન સ્રી ગૌરવની એક બલા રૂપે અર્વાચિન મહિલાઓએ તેને પ્રમુખપદે ઉચ્ચ માન્ય કરેલો છે તેથીજ આપણા ભારતિય સ્રીસમાજનું ગૌરવ નષ્ટવૃત થઈ ગયું છે. આધુનિક આર્યબાળાઓ ફકત સ્રીકર્તવ્ય એમાંજ સમજી બેઠેલી બહુધા જોવામાં આવે છે કે પ્રથમ તો પતિનિસ્પૃહિણ્ય થવામાં, બીજું પોતે ગમે તો કાણી, કુબડી, લુલી, પાંગળી કે નકટી હોય તો પણ પોતાને મળેલા કુદરતી અંગમાં નકલીયાત કે ભાડુતી સૌંદર્ય સજવામાં, પછી તે સ્યામવર્ણી હોય કે પછી ઘઉંવર્ણી હોય તો પણ પેલા પાશ્ચાત પ્રદેશવાળાં આજકાલ મનાતાં ગોરા

ગુલાબી રાજહુંસોની નકલ કરવામાં તેઓ એક કાગની મીસાલે પોતાના સર્વાંગની કુદરતની કૃતિ પર ઢાંકપીછોડો કરતી જ્યાં ત્યાં ઝુમખાબંધ પગના ઠોકરે ઠોકરાતી નજરે પડે છે આથી સ્વભાવિક રીતે આપણું મુળ વર્તન પણ બગડીને બેડોળ બને છે તે નિર્વીવાદ છે. તેનેજ એક કવી પોતાની કલમથી મજબુત રીતે વખોડી નાખે છે કેઃ—

જો કી તકલીદ ખુસરોકી તો કારે કોહકન બીગડા,
ચલા જો કૌવા હંસકી ચાલ તો કૌવેકા ચલન બીગડા.

ત્રીજું અન્ય વ્યક્તિને પોતાના લટકા મટકાથી આકર્ષક કરવી અને તેમાં પણ વળી બોરનું ડીંટ જાણતાં શીખી એટલે તો બસ, ઓયસ અને પોતાનાં ફેશનીયા નકલીયાત બેડોળમાં હરકત કરનારને મારો ઠેસ, એજ લવારી આજના સુધારા પવનમાં સડસડ કરતી ગતિવિહીણ આર્યબાળાનો મુદ્રાલેખ છે.

ચોથું પોતાનાં નાનાં નાનાં બાળકો પ્રત્યે માતૃપ્રેમ દર્શાવવો તે તો તેઓનું હીણસ્પદ કૃત્ય છે એમ સમજીને પોતાનાં પ્યારાં બચ્ચાંઓથી વ્હાલ કરતાં અચકાય છે. તેના કેટલાક જાણવા જોગ નમુના વાંચકની નજર આગળ ખડાં

કરીએ તો તે લેષપણ અચુકત લેખાશે નહિ.

આધુનિક સમયમાં મહિલાસમાજની સંચાલિકાઓ યાને અગ્રગણ્ય ગણાતી કેટલીકની માન્યતા એવી જોવામાં આવે છે કે પોતાનાં પ્યારાં બાળકોને શ્રી જગતપતિએ નિર્માણ કરેલા માતાના દ્વી પયોધરથી પાન કરાવવું જોઇએ, તેને બદલે હલકી જાતની ધાવ (*AYAH*) પછી તે ખવાસણ હોય કે સુરતી લાલણો યા તો ગોવાનીઝો હોય, ગમે તે હોય, તેઓને રાખીને પોતાનાં કુમળાં બાળપુષ્પોની નાજુક કળીઓ પીંખી નાખવાને ઉન્મત બનવામાં પોતાનું ગૌરવ સમજે છે આવી આયાઓનો ખોરાક ઘણોજ હલકો અને મલિનતાનો હોય છે એટલુંજ નહિં પરંતુ તેઓમાંની ઘણી-ખરી તો વ્યભીચારિણીઓ પણ બહુધા જોવામાં આવે છે તેનું મુખ્ય કારણ એ છે કે તેઓનો પગાર ઘણોજ ટુંકો હોય છે અને તેઓના ખાનાર પીનારની સંખ્યા વધારે પ્રમાણમાં હોય છે એટલે મહામુસીબતે પણ પોતાનું ગુજરાન કરી શકતી નથી. આથી તેઓ પોતાનાજ દરજ્જા-યુકત જનોના સમાગમમાં આવવાને તલ્પેલી હોય છે. આવા જનો પણ હલકાજ વર્ગના એટલે કે બુટલેલ,

બબરચી, કે સોફરોના સહેવાસમાં પોતે નીચ કાર્ય પૈસાની તંગીને લીધે ગ્રહણ કરે છે. વાંચક, ખ્યાલ કરો કે આવા પ્રકારનાં આચર્ણોવાળી આયાઓનું પય કેટલું ઉત્તમ હોઈ શકે કે જેનું પાન આપણા હિંદુસ્થાનના સંસાર સુધારકોનાં ચસ્કેલ અને છટકેલ મગજના કુધારાને સુધારો માનતી અને મુખપર તમાચો મારી ગાલપર લાલી બતાવતી ખોટી ફીસીયારીખોર મહિલાઓનાં બાળકોમાં કેવા પ્રકારનું તેજ ઝલકે ? અફસોસ છે કે સાંપ્રતકાલની ભગિનીઓ વિદ્રતાએ પહોંચેલી હોવા છતાં તેઓ તે ઉચ્ચ વિદ્રતાનો નિચમાં નિચ રીતે ઉપયોગ કરીને પોતાના કુળને, પોતાના દેશને, પોતે જાતેજ ઉંડા ખાડામાં ગબડાવવા તૈયાર થાય છે. ઓહ ! આર્ય દેવી સ્વરૂપ ભગિની, ખરેખર તેમાં આપનો કંઈજ દોષ નથી એતો કાળચક્રનો ચક્રાવો છે કે જે કાર્ય સવળું હતું તે સમયના પરિવર્તનથી અવળું અંધકારમય બની ગયું છે. જેનો બહિષ્કાર કરવામાં પ્રાચીન કાળના . મહાન નરો ફતેહ પામીને તેના ઝલકતા, તેજોમય કિર્તીના કરાકરનો પ્રકાશ હજુ સુધી આપણને કંઈક ઝગઝગાવી રહ્યો છે છતાં હતભાગ્ય હિંદુસ્થાનનું કે પ્રતિદિન તેનો પ્રકાશ મંદ થતો જાય છે. તેનું કારણ મુખ્યતઃ માનીયે તો પ્રથમ સ્ત્રી કેળવણી છે.

સ્ત્રીકેળવણી એટલે અર્વાચીનની પ્રત્યેક વ્યક્તિ એમજ સમજી બેઠી છે કે સ્ત્રીઓને ચોપડા ફડાવવા, એજ સ્ત્રી કેળવણીની સાફલ્યતા ! અરે ! ચોપડા ફાડવામાં સ્ત્રી કેળવણી સમાયેલી નથી. સ્ત્રી કેળવણીના સ્વરૂપનું ખરેખર દીર્ઘદર્શન કરવાને દરેક વ્યક્તિ તત્પે તો તેઓને જણાશે કે આધુનિક સમયની કેળવણી એ આપણા આર્ય સંસારને છીન્નભિન્ન કરનારી એક રાક્ષસી છે. પ્રત્યેક સ્ત્રીને કયા પ્રકારની કેળવણી આપવી ઉચિત્ત છે અને તેવી કેલવણીથી ભાવિ સંતાનોપર કેવા પ્રકારની ઉમદા છાપ છપાશે તેનું દીર્ઘાવલોકન થવું જરૂરનું છે. મોટી મોટી ગંજાવર સમાજોમાં, મીટીંગોમાં અને તેવાજ ભારી ભારી જલસાઓમાં સ્ત્રીને પોતાની સાથે લઇને હસ્ત સાથે હસ્ત મેળવીને હરવું ફરવું, પરજનની સાથે વાર્તાલાપ કરવાની છુટ આપવી, કદિ જો સ્ત્રી શરમના લીધે અગર કોઈપણ એક કાર્યના લીધે તે વિરૂદ્ધ એટીકેટ યાને વર્તન ચલાવે તો તેને તેનોજ ભરથાર અને તેના અનુયાયીઓ "શેમ શેમ" કરીને જબરજસ્તીથી સ્વતંત્રતા બક્ષે, જ્યારે આપણા વીર સુધારકોથીજ આવી કઢંગી તેમજ ન છાજતી છુટ આપવામાં તે સુધારકો પોતાનું સુધારા બ્યુગલ વગાડી રહેલા દ્રષ્ટિગોચર થતા જોવામાં આવે છે, તેને આધારે એક મહાન ઉર્દુ શાએરના ઉદ્‌ગારો ખરેખર

તેવા સુધારક બંધુઓને સચોટ અસર કરાવવા બસ થશે કેઃ—

એ પરદા ચંદ મુજકો. નજર આઇ બીબીયાં;
અકબર ઝમીમેં ગેરતે કોમીસે ગડ ગયા.

પુછા જો ઉનસે " બીબીઓ પરદા કહાં ગયા; "
હંસકર કહાકે " મર્દકી અકલોંપે ગીર ગયા. "

ઉપરોકત કહેવત મુજબુત ખરેખર પુરૂષોની અક્કલ પર અજ્ઞાની પડદો ફરી વળ્યો છે, જેથી તેઓ તેવી છુટ બક્ષવામાં પોતાનું બહુમૂલ્ય કર્તવ્ય સમજે છે. એ કંઈ સ્ત્રી કેળવણી કે સ્ત્રીત્વ ન કહેવાય. આથી તો સ્પષ્ટ રીતે સમજાય છે કે " મુળે વાંદરો અને તેને મદિરાપાનમાં ગુલતાન થવા દઇને મસાલ આપવી. " પછી પાઠક, વિચારો કે તેને પોતાના આપખુદી, સ્વચ્છંદી વિચારોમાં કુદકે અને ભુસ્કે આગળ વધતાં કેટલી વાર ? તેનું કેવું ભયંકર પરિણામ આવે તે લખ્યું કે કહ્યું જાય તેમ નથી.

એક આર્યબાળાને ગૃહિણી શિક્ષણ અને સ્ત્રી કર્તવ્યતાનું પરિપુર્ણ જ્ઞાન તે પોતાની માતાદ્વારાએજ અનુભવવામાં આવવું જોઇએ, તેની માતાનું જે વર્તન હોય છે, તેનુંજ પ્રતિ-

બિંબ તે ભાવિ પ્રજાપર સચોટ પણે અસર કરે છે. એ નિર્વીવાદ છે કોઈપણુ દેશને દરેક પ્રકારે પાયમાલ થતો અટકાવવો હોયતો ફકત એકજ સોનેરી માર્ગ છે કેઃ—

ચાહો જો તમે નરેશ, દેશને કરવા આબાદાન;
સરસ રીત તો એજ છે, દો માતાને જ્ઞાન.

કોઈપણુ દેશમાં, કોઈપણુ શહેરમાં, કોઇપણુ કુટુંબમાં જે સન્નારીઓ પોતાનું સ્ત્રી કર્તવ્ય શું છે? તેનું ખરેખર અવલોક દ્દઢપણે કરે છે, તે દેશમાં, તે શહેરમાં, તે કુટુંબમાં ભાગ્યેજ **બરબાદ** એ શબ્દ સંભળાતો હશે. તો દરેક વ્યક્તિએ જો આ દુનિયાની ફાની, હાનીકારક દુર્ગુણોથી સદાસુક્ત બનીને અન્યનું શુભ ઇચ્છવા સાથે પોતાના કલ્યાણર્થે જીવનના અલ્પાંશથી નિજ નામને સદ્દકિર્તીના કરાકરથી ઝલકાવવું હોય તો ઉકત કડીને એક મંત્રરૂપે દ્રઢપણે મનન કરીને અમલમાં મુકવાની ખાસ જરૂર છે.

વાંચક, ખરેખર લેખકોની પ્રિય સખી લેખીણિ કદિ પણુ કબજ રહી નથી અને રહેવાની પણુ નથી. તેનો નમુનો આ.જ લેખક છે. પોતાની નવલકથાના વાંચનરસના રસીલા

હૃદયીને જે માર્ગે રહસ્ય મળતું આવેલું છે, તેને અટકાવી વચ્ચમાંજ એક મગજને કંટાળો આપે તેવા આડે રસ્તે પાઠકના મનને દોરી ગયો છે પરંતુ પ્રિય આર્યવીરો, આપને જે રસ્તે લઈ જવામાં આવ્યા છે, તે રસ્તો જો કે જોઇએ તેવો સ્થળાનુકુળ નથી તોપણ લેખકની વૃતિ વાંચક વર્ગને રસમય બનાવીને તેના ચટકા રૂપે આનંદ એકલોજ આપવાનો નથી પણ રસમય વાંચન સાથે કંઈક મનુષ્ય જીવનની ઉમદા ફરજોનો અવશેષ ભાગ નિતિમય બને અને તેના આધારે અન્યનું શુભ ઇચ્છાય તેજ છે.

ક્ષત્રિય કુળદિપન્ન રાણી ધીરજકુંવર શેરસિંહના પલંગ પાસે શાન્ત પણે શેરસિંહની શ્યામ મુખમુદ્રા નિહાલતી મનમાંજ કાંઈ બબડતી. તેના પ્રતિધ્વનીથી શેરસિંહ ઉશ્કેરાયો હોય તેમ પલંગમાં બેઠો થયો અને આર્તસ્વરે લવવા લાગ્યો:—

રંભા! રંભા!! રંભા!!! ખરેખર તું દેવી છે. દેવી તારૂં સદ્બોધામૃતનું પાન આ પાપીથી થયું નહિ. અરે! તું કોણ? મારી પુત્રવધુ! મારી દીકરી સમાન. હાય! હાય!! મેં કામાંધ બનીને કરેલી તારા પ્રત્યે કઠીણ અને પીશાચિ માગણી ખરેખર પાપીષ્ટ અને ક્ષત્રિય કુળને કલંક લગાડનાર

અંગારા રૂપેજ હતી. ઓ મહાદેવી! અરે ભગવતી રંભા! તું આવ અને આ શેતાનના આથી દુષ્ટાત્માને તારી મધુર અને નિર્મળ વાણીથી માફી આપ. હાય! તે બિચારી ગરીબડી બાળાની શી દશા થઇ હશે? તે કયાં હશે?" આટલું બોલવામાં તો શેરસિંહ તદ્દન શક્તિહિણુ થઈ ગયો. તેનો શ્વાસોચ્છ્વાસ જોસમાં ચાલવા લાગ્યો, આથી તે હાંફી ગયો. દમપર દમ ખાતો ચત્તોપાટ પલંગપર બન્ને હાથ મુકી લાંબો છટ કાષ્ટવત્ થઈ પડયો. રાણીએ તત્ક્ષણ તેના નિસ્તેજ અને કુરકર્મોથી કાળા મ્લાન કપાલપર હાથ મુકયો. તે આશ્વાસન દેતી બોલી:—

"પ્રાણેશ, શામાટે ગભરાઓ છો? થવા કાળ મિથ્યા થઈ શકતો નથી. આપને જે પસ્તાવો થાય છે તે ખરેજ ઈશ્વર માફી બક્ષે છે તેમ સમજવું. ગત્ બીનાને હૃદયમાં ઘેરાવા ન દો. જરા શાંત થાવ, આપની કૃષ થતી કાયાથી મારૂં હૃદય કંપાયમાન થયા કરે છે." નિર્દોષ પરંતુ પતિની કૃતિને ન પસંદ કરનારી છતાં એક સતિ સાધ્વિ વીર નારીને છાજતી જગતને સ્ત્રી કર્તવ્યની ખરી પીછાણમાં પાછી પાની ન કરાવનારી રાણીથી રડી દેવાયું. તેજ ક્ષણે પોતાનું મસ્તક

પોતાના વ્હાલા પતિની છાતી પર મુકયું. શેરસિંહના પાપી પાષાણી હૃદયને ધીરતા સાથે પવિત્ર જળનું સીંચન કરતી હોય તેમ એકદમ જોસભેર રડવા લાગી. આથી શેરસિંહને આ વખતે એક નુતન આભાસ થયો. તેણે અનુપમ, અપ્રતિમ, સદ્દપ્રેમથી પોતાની વ્હાલી અને સદ્દજ્ઞાનની હૃદયેશ્વરી દેવી તુલ્ય રાણીની કુમળી ગરદન ઉપર પોતાની દ્વીભૂજા વીંટાળી દીધી. આ સમયે શેરસિંહને પોતાનું દુઃખ દુર થયેલું હોય તેમ જણાયાથી તે અનહદ્દ પ્રેમાશ્રુભરિત રાણીનું મુખચંદ્ર જોવા લાગ્યો. આમ ઘણોક વખત રાણી રાજાની છાતીપર મસ્તક રાખીને રડી રહી; આ દ્રશ્ય ખરેખર જોનારને સાચા પ્રેમનું રહસ્ય શું છે તે સમજાયા વગર રહે નહિ. અહો! શું પ્રેમ? કેટલો પ્રેમ! તેમાં પણ દાંપત્ય પ્રેમ! જ્યાં પ્રેમનું રાજ્ય અવિચળ આબાદ છે. ત્યાં ગમે તેટલું ભયંકર દુઃખ આવી પડે તો તે બરબાદ છે. તેનો આજ બનાવ એક સાક્ષિરૂપ છે. એક પ્રેમી જોડાંના અંતિમ સુખનું તાજું દ્રષ્ટાંત છે. આજ સ્થિતિમાં લગભગ રાજા રાણી એક કલાકથી વધુ વખત સુધી પડી રહ્યાં. તેમનું ભંગાણ નહિ થવાનું મુખ્ય કારણ શાંતિ હતું. આખરે શેરસિંહે આવી સત્યશીલ, ધર્મપત્નિથી

પોતાનાપરનું સઘળું પાપી વાતાવરણને દુર થતું જાણીને મરહુમ સાક્ષાર કલાપિની વાણીને સત્ય ઠેરવી કેઃ—

સફળ જીવન ગણો તેનું, મળે જેને સતિનારી,
તરે પોતે અને નિજ નાથને સંસાર દે તારી.

એજ સુવર્ણ કડી મુખપરથી ખરતાંજ તે સુતો સુતો બોલ્યો. "વ્હાલી, ખરે આજે હું નુતન અનિવાર્ય પ્રેમસુખ અનુભવી શક્યો છું. હું ખાત્રીથી કહું કે તું એક સતિદેવી તરીકે મારે ત્યાં પધારેલી છે. અરે! સાક્ષાત પ્રેમદેવી કહું તોપણ તુંજ છે. તારા દિલાસાથી મારૂં સર્વ દુઃખ શાંત થયું છે. હવે હું તદ્દન આરોગ્ય થયો છું. હમણાંજ તારા દેખતાં મારા વ્હાલા કુંવર કુંવરી અને દેવીરંભાની શોધ માટે કેટલાક સરદારો સાથે હું પ્રયાણ કરૂં છું." આટલું બોલીને મહારાણા શેરસિંહે રાણી ધીરજકુંવરની ગરદન પોતાની ઢ્ઢી ભૂજાથી પોતાની તરફ વાળીને તેના કપોલ પ્રદેશપર એક આશાનું ચુંબન કર્યું. તેને ઉઠાડીને પોતે પણ બેઠો થવાનાં ફાંફાં માર્યાં પરંતુ અશક્તતાએ તેને જકડી લીધેલો હોવાથી તે પાછો પથારીમાં પડી ગયો. તેનો શ્વાસોચ્છવાસ શરૂ થયો.

તેની આંખોએ તિમિરતાની કાળી તુરંગમાં પ્રયાણ કર્યું. તેનાં મુખપરથી સ્પષ્ટ જણાવા લાગ્યું કે તે શાંતિથી આરામ શય્યામાં સુતો છે. રાણી તેની પાસેજ બેસી રહી.

પાઠકગણ, ખરેખર એક સત્યવંતી શિયળધારી સાચા પ્રેમની પ્રમદા વગરની જીંદગીને લ્યાનત આપતાં એક ઉર્દુ સાએર જણાવે છે:—

કામીનોંકા યેહ સુખન મુદ્દતસે મુજકા યાદ હે,
જગમેં જો મહબુબ રહેના ઝીંદગી બરબાદ હે.

માટેજ જો સ્વર્ગીય સુખાભિલાષા અનુભવવાની તિવ્ર ઈચ્છા થતી હોયતો પાતિવૃતધારિણી પ્રમદા મેળવવા શ્રી પ્રભુ પ્રત્યે નમ્ર પાર્થના ગુજારજો. હાલતો આપણે પાપાત્મા અને દુઃખમાં દટાયેલા, શારિરીક સુખોથી છીન્નભિન્ન થયેલા શેરસિંહને પોતાના "**પાપના પશ્ચાતાપના પરિતાપના**" બીછાનામાં પડવા દઈએ અને બીજાં પાત્રો વિષે જરા નજર કરીએ.



# પ્રકરણ ૪ થું.

## પ્રયાણ.



કીરમત કીયા હરએકકો કરનામે અઝાને;
જો શખ્શ કે જીસ ચીઝકો કે કાબીલ નઝર આયા,
બુલબુલકો દીયા નાલા તો પરવાનેકો જલના;
ગમ હમકો દીયા સબસે મુશ્કીલ નજર આયા.



પ્રભાકર શ્રીમાર્તન્ડ ભગવાને પોતાનાં ચમકતાં કીર્ણો જંગલના વૃક્ષોનાંપર પ્રસરાવી દીધાં છે તેથી વૃક્ષલતા પત્રો સોનેરી રંગે રંગાયલાં એવાં તો દ્રષ્ટપાત કરાવી રહ્યાં છે કે જાણે અરણ્ય પ્રદેશ એક સુવર્ણ ભૂમિકા બની રહી હોયની! વળી પક્ષીઓનો થતો આનંદિત શબ્દાયમાન આ સ્થળને માટે સ્વર્ગીય ભાન કરાવે છે અને તેના પ્રતિઘોષનો ધ્વનિ આ સુવર્ણ ધરાને નિરખનારની

કર્ણેંદ્રિયને એક નુતન દૈવીવાદ્ય રૂપે ઓળખ આપતો સંભળાય છે. આ રાન વેરાનની ઉંચી નીચી ડુંગર શ્રેણીઓ અને ટીંબા ટેકરા વાળી ભૂમિકા કૌશલ્યપૂર નગ્રની તાબેદારી ભોગવે છે. કૌશલ્યપૂરને અને આ સુવર્ણમય ભુમિકાને આશરે ત્રણ ચાર માઈલનું અંતર છે. આ રમ્ય ભાસતા અરણ્ય પ્રદેશમાં એક જીર્ણ પરંતુ પ્રાચીનકાળની મજબુત કારીગરીથી સુશોભિત બાંધણીનું “ શ્રી રણમુક્તેશ્વર ” નામક શ્રી સ્વયંભૂનું દેવાલય છે. શ્રીસ્વયંભૂના પવિત્ર ધામની બાજુમાં હાલના કૌશલ્યપુરના મહારાણા કૌશલ્યસિંહે પોતાના માટે એક રમણીય પ્રાસાદ બાંધેલો છે. આ પ્રાસાદની જમણી બાજુએ એક સરોવર છે. જો કે સરોવર નાનું છે છતાં તેની પાછલ કરેલા ખર્ચનો અડસટો કરવાનો ખ્યાલ પણ થતો નથી. સરોવરની ચોતરફ ફરતા હૃદયોત્કૃષ્ટ ઓવારા બીલોરી કાચની ઉંચી કોતરણીથી શોભાયમાન કરવામાં આવ્યા છે. વળી સદંતર સરોવરને ફરતો ગોલાકારમાં કાચપર પાડેલી પહેલદાર લાકડીઓનો કઠેરો કરવામાં આવ્યો છે. આ કઠેરાને આધારભુત રાખવા માટે બબ્બે ચચ્ચાર હાથાન્તરે એક એક સ્ત્રી પુરૂષના જોડલાં આરસના બહુમૂલ્ય પહાણમાંથી બનાવીને રાખ્યાં છે. તેને રંગબેરંગી રંગીને એવાં તો દિલકશ

બનાવ્યાં છે કે આબેહુબ તે ચિતાર સહૃદયથી દ્રષ્ટપાતકોને ઘડીભર પોતાની મનોવૃતિને સ્થંભાવી રાખવાને આકર્ષીકતાનું મગરૂરપણાંમાં મુખ્યતઃ કારણરૂપ થઈ પડેલું હોય તેમ સચોટ અસર કરતો જણાય છે. કૌશલ્યપુરના નાગરિકો આ સરોવરને "**બીલોરી કુંડ**"ના નામથી ઓળખ આપે છે. આ બીલોરી કુંડથી થોડેક દુર એક મોટી ધર્મશાળા બાંધેલી છે. આ ધર્મશાળામાં એક બે વટેમાર્ગુ હરરોજ આવીને એક એક બબ્બે રાત વાસો કરે છે, આવાં પવિત્ર અને આનંદ મય ધામ માટે તેઓ ખરેખર તેના વ્યવસ્થાપક અને સત્તાધિકારીઓનો આભાર માને છે. શ્રી સ્વયંભૂ અપુજ્ય કદિપણ રહે નહિ તેને માટે એક બ્રાહ્મણ પુજારી શીવાલયમાં જાથુકને માટે રાખવામાં આવેલો છે. તેને આવતા જતા વટેમાર્ગુઓ માટે પુરતી કાળજી રાખવાનું ખાસ દરબાર તરફથી ફરમાન થયેલું છે. તદુપરાંત કોઈપણ વટેમાર્ગુને વધુમાં વધુ આ પવિત્ર શીવાલયમાં આઠ દિવસ સુધી ખાવા પીવાનું અને સુવા બેસવાનું પુરતી રીતે મળી શકે તેવી યોગ્ય ગોઠવણ રાખી છે. કદિ જો કોઇએક વટેમાર્ગુને તેથી વધુ વખત અત્રે રહેવાનું હોય તો તેને દરબારમાંથી તે બાબતની રજા લેવી પડે છે પરંતુ

અદ્યાપીપર્યંત તેવા ખઉધરા અને લોભીયા વટેમ.ર્ગુઓ દ્રષ્ટિમાં આવ્યા નથી. આજકાલના વટેમાર્ગુઓ તો જો કદિ તેઓને કોઇના તરફથી કંઈ આશ્રય યુકત થાય છે તો તેઓ એક હડકાયા કુતરાની મીશાલમાં ભાવિનો ખ્યાલ ન કરતાં પેટ-ભરા પથ્થરોરૂપ બનીને પોતાની લોભી વૃતિથી અન્યને તેજ નિષ્ઠુર છાપમાં છાપી દઈને પોતેપણ સદાને માટે તેવા આશ્ર-યદાતાઓથી દુર બને છે. આથી તેવા ઔદાર્યવૃતિના વીરનરો ની મનોવૃતિ નિર્બળ બનવા પામે છે. જો કે હાલના સમયમાં ઘણાક બનાવો એવાજ બને છે તેવું આ પવિત્ર ધામમાં નથી. વરસમાં એકજવાર યાત્રાળુઓનો જબરો મેળો ભરાય છે. ગામ બહારગામથી અગણિત સંખ્યામાં શીવભકતો આ રળિયામણા પવિત્રોતમ ધામ પ્રતિ ઉતરી પડે છે.

તેજ યાત્રિત અને મહાશીવરાત્રીનો શુભમાંગલ્યદિન આજનો છે. શીવાલયને ઘણીજ સારી રીતે શણગારમાં આવ્યું છે. પ્રાતઃકાળથીજ યાત્રીય જનોનો દરોરો વારીવહનના જોશ બંધ ઘસારા માફક શરૂ થયો છે પરંતુ આ વરસનો મેળો ખરેખર માનુષ્યપુરથી ઉભરાતો જણાય છે. આવો મેળો કોઇપણ વર-સમાં ભરાયેલો નથી. બહારગામથી ઘણાખરા નાના નાના

રાજવાડાઓ પોતપોતાના રીસાલા સાથે આ વરસે કૌશલ્યપુરના અરણ્ય પ્રદેશની શોભામાં વૃદ્ધિ કરવાને પધારેલા છે. તેઓના નાનાં નાનાં તંબુઓની ટોચોપરની જયધ્વજા એવી તો નકલ કરતી ઉડી રહી છે કે જોનારને મોટાં મોટાં ખગ્ગચરોની ઓળખમાં ભુલવી નાખે છે. તેમજ ગ્રામ્યજનોનો પગરવ અને તેની સાથે બંદોબસ્ત રાખવાવાળા નગરરક્ષકોનો ધ્વનિ, ગાડીઓ, ઘોડા, બળદાદિના ઘુઘરાનો ઘુંકારવ, એ સર્વ કંઈ આ પવિત્ર ધામમાં એક મહાનંદનો અનુભવ કરાવતો હોય તેમ જોનાર અને તે ધ્વનિ સાંભળનાર દરેકને ભાન કરાવી રહયો છે. આવી એક સરખી ગરદી બપોરના ત્રણ વાગ્યા સુધી ચાલુજ રહી. તેનું મુખ્ય કારણ એજ માનવાનું ગ્રામ્યજનોને થઇ પડયું છે કે આજે મહાશીવરાત્રીનું શુભ પર્વ હોઇને ત્યાં રાજ્યદરબાર તરફથી નિવાસ કરતા શ્રી યોગેન્દ્ર અખંડાનંદસ્વામિના દર્શનનો અમૂલ્ય લાભ મેળવવાનું મજબુત કારણ છે. શીવાલયમાં લોકોની ઠઠ્ઠ એવી તો જામ બની ગયેલી ચાલુ છે કે તેવી સખ્ત ગરદીમાં એકમેકપર અથડાઅથડી કરી ધક્કા મારતા અને ખાતા દ્રષ્ટિ ગોચર થાય છે. આવી સખ્ત ગરદી લાંબો વખત

સતત્ ચાલુ રહી. પછી કંઈક નરમ પડી, પરંતુ આ ખીચોખીચ્ચ માણસના ઝુમખાબંધ ટોળાં કંઇ ગૃહપ્રતિ પાછાં જતાં નહોતાં પણ બીલ્લોરી કુંડની નજીક મહારાણા કૌશલ્ય-સિંહનો એક નાનો પણ સૌંદર્યતાની પ્રતિમારૂપ શણગારાયેલો મજબુત બાંધણીનો એક કિલ્લાના આકારનો બંગલો હતો, તે તરફ ઘણાં માણુસો જતાં અને ત્યાંથી પાછાં વળતાં જણાતાં હતાં. કિલ્લાની ડાબી બાજુએ એક ત્રીમજલી મકાન હતું, આ મકાનની ભોંયતળીએ પાંચ હજાર માણુસો સહેલા-ઇથી બેસી શકે તેવો એક ગંજાવર આરસપહાણુની લાદીઓ-થી ચલકાટ મારતો ચોક હતો. આ ચોકની મધ્યમાં એક પાણીનો હોજ હતો. તેની વચ્ચમાં શ્રી શંકર પાર્વતિનું એક મુર્તીરૂપ આકારમાં પુતળું સ્ફટિકના ઉંચા પથ્થરોમાંથી કોતરાવેલું એવું તો સુંદર મોહક છટાથી રાખવામાં આવેલું હતું કે શ્રી શંકરની જટામાંથી શ્રી ભાગિરથી મૈયાનો ઉંચે-થી પાતળો ધોધ હોજમાં પડતો હતો. આ દ્રષ્ય, ખરેજ, શ્રી કૈલાસભુવના પવિત્ર સ્થાનનું ભાન કરાવતો હોય તેમ યાત્રિત જનસમુહના આનંદનું જાણે પ્રથમ કેન્દ્ર હોયની ! તેને જોવાને ઘણાં લોકોની ઠઠ જામી ગઇ હતી. આવા ભવ્ય

અને રમ્ય પ્રાસાદરૂપ મકાનમાંના ચોકની જમણી બાજુએ એક મોટી પાટ હતી. તેપર ત્રણચાર ગાદીઓ બીછાવેલી હતી, હમણાં તે ગાદીઓ વાળી જગ્યા તદ્દન ખાલી છે.

લોકો ત્યાં આવી આવીને જેને જેમ ફાવતું તેમ ટેલતા હતા. કોઈકતો કોઇ મકાનની રમ્યતા, તો વળી કોઇ આ શીવાલયની તેમજ અત્રે પધારેલા મહાત્માના દર્શનનો અલભ્ય લાભ મેળવવાની, તો કોઇ આજના મહાન મેળામાં મહાત્મા અખંડાનંદજીના થનારા સદુપદેશનો, તો કોઇ વળી મહારાણા કૌશલ્યસિંહજી પણ પધારવાના છે એવો એવો કંઈ કંઈ વાર્તાલાપ એક બીજાથી આનંદસહ કરી રહ્યા હતા. સમય તદ્દન નિશ્પક્ષપાતિ છે. તે કોઈનું માનાપમાન કરવું સમજતો નથી. તે તદ્દન બે પરવાઈથી પોતાનુ કાર્ય કરેજ જાય છે. એટલામાંતો ભીંતપર ટાંગેલા બાદશાહી ઘટિકા સુત્રે જાણે લોકોને યોગેંદ્ર પધારવાની તૈયારીમાં છે તેવુ સુચન કરતાં ચાર વખત ઘંટાનાદ કર્યો. છેલ્લા ટકોરા સમેતજ સ્વામિ અખંડાનંદજી પધાર્યા. સર્વે લોકોએ તેમને જયજય ધ્વનિથી વધાવી લીધા. યોગેન્દ્રના પધારવાથી કેટલીકવાર સુધી સધળાઓમાં ભિન્નભિન્ન પ્રકારની વિચાર-સ્ફોટના થવા લાગી.

કેટલાકો આ વીર યોગેન્દ્રના અખંડ તારૂણ્ય તેજના ઝલકાટમાં અંજાઇ ગયા હોય તે માફક તેઓમાં એક પ્રકારની અજાયેબી ફેલાઈ ગયેલી તેઓના મુખ પ્રદેશપરથી દ્રષ્ટપાતકો કળી જતા. વળી કેટલાકો તો એજ વિચાર નૌકામાં ઝોલાં ખાતા હતા કે આટલી નાની ઉમરમાં આમ વૈરાગ્ય ધારણ કરવાનું શું સબળ પ્રયોજન હશે ? તે નહિ સમજી શકવાથી અરસપરસ અન્યપ્રતિ પોતાના વિચારો પ્રદર્શીત કરતા અને સામો પક્ષ શું જવાબ આપે છે તેની રાહુ જોતા એકાગ્રચિતે સ્થિરવત્ જણાવતા હતા. તો કોઇક સ્વામિ અખંડાનંદજીના સદુપદેશોનું અવલોકન એક બીજાથી કરતા હતા. આમ જેને જેમ ફાવ્યું તેમ લગભગ અર્ધાકલાક પર્યંત બોલાબોલ ચાલુ રાખી હતી એટલામાં કેટલાકોની દૃષ્ટિ શ્રી સ્વયંભૂની મુર્તી તરફ વળી તો ત્યાં લોકોની ભારે મેદની જામેલી જોઇ. તેને "બાજુ હઠો, બાજુ હઠો," એમ નગરરક્ષકોનો મોટેથી અવાજ સંભળાતો હતો. સિપાઇઓના આવા અવાજથી નાગરિકો પ્રત્યે તેની અસર થઈ અને સૌએ આઘાપાછી કરવા માંડી જેથી જોઇએ તેવો માર્ગ ઠેઠ શંકરની મહાન મુર્તીનું ઘણે દુરથી નિરિક્ષણ થઈ શકે તેવી રીતે મોટો

પહોળો રસ્તો થઈ ગયો, રસ્તાની ડાબી અને જમણી બાજુએ માણસોની હારમાળાનો દ્રસ્ય કંઈક નુતન ભાસ કરાવતો હતો. જોતજોતામાં તો મહાશીવરાત્રીના માંગલ્યોત્સવનો અપુર્વ લ્હાવો લેવાને શ્રી કૌશલ્યપુરાધિપતિ મહારાણા કૌશલ્યસિંહજી અને તેમનો રીસાલો તેમજ રાણીવાસની રાજરાણીઓનું સદાગમન થતાં સઘળાઓએ હર્ષીત ધ્વનિથી શ્રી રણમુકતેશ્વરના પવિત્ર ધામને ગજાવી મુકયું. “ શિવ ૐ ! શિવ ૐ ! મહારાણાશ્રીનો જય, કૌશલ્યપુરના મહારાણાનું તપોબળ યાવત ચંદ્ર દીવાકરો ” વિગેરેના અસંખ્ય હર્ષોદ્ગારો પોતાની પ્રજાના મુખે સુણતાં સુણતાં મહારાણા પોતાના સઘળા રીસાલા સાથે શ્રી સ્વયંભૂની તેજસ્વી મુર્તી પાસે આવી પહોંચ્યા, ત્યાં અગાઉથીજ પુજારીએ તૈયાર કરી રાખેલી પુજન સામગ્રીથી મહારાણા તેમજ અન્ય ભાયાત વર્ગે અને આખરે રાજ્ય રમણીઓએ શ્રી શંકરનું વિધિસહ અપૂર્વ ભાવથી પુજન કર્યું. પછી આ રાજશાહી રીસાલો મહાત્મા વાળા નિવાસ સ્થાન પ્રતિ વળ્યો, જ્યારે મહારાણા અને સર્વ રીસાલાને મહાત્મા અખંડાનંદજીએ પોતાની તરફ આવતાં જોયો, ત્યારે યોગેન્દ્રનું પ્રસન્નવદન વધુ તેજસ્વી બન્યું.

સઘળાઓ સત્કાર કરવાને પોતાની ચક્ષુઓને સપ્રેમ ફરકાવવા લાગ્યા. જોતજોતામાં સઘળાઓએ જયજયકારના હર્ષનાદથી મહારાણાને તેમજ રાજશાહી કુટુંબને વધાવી લીધા. મહારાણા કૌશલ્યસિંહ મહાત્મા પાસે થોડીકવાર હાસ્યયુક્ત મુદ્રાએ ઉભા રહ્યા બાદ સર્વ રાજમંડળે પેલા બીલોરી કુંડની નજીકના શીવવિલાસમાં પ્રયાણ કર્યું, આજે સઘળું રાજકુટુંબ અત્રેજ રાત્રી નિર્ગમન કરવાનું હતું જેથી ત્યાં અગાઉથી બંદોબસ્ત મુજબ ભોજનાદિની વ્યવસ્થા થઇ ગઈ હતી.

આ તરફ યોગેન્દ્ર અખંડાનંદજીએ પોતાની નિર્મળ મધુર વાણીથી આવનારના હૃદયપટપર અપ્રતિમ ચિત્ર ચિતર્યું હતું કે તેઓ સર્વને મહાત્મા પાસેથી ક્ષણિકપણ દુર થવું અગમ્ય લાગતું હતું પરંતુ વ્યયસાયી હોવાથી તેઓ એક પછી એક મહાત્માને નમન કરતા પોતાના ગૃહ તરફ વિદાય થવા લાગ્યા.

છેક મોડી રાત્રીએ સર્વત્ર શાન્તતા પથરાઇ ગઈ. શીવાલયમાં ફક્ત એકજ ઝાંખા દિપકનો પ્રકાશ પસરેલો હતો. શીવાલયમાં દરેક સ્થળે યોગ્ય બંદોબસ્ત હતો. રાત્રીના પહે-

રેગીરોનો પગરવજ ફક્ત શાંતિનો ભંગ કરતો કવચિત કવચિત સંભળાતો હતો, યોગેન્દ્રજીનું નિવાસસ્થાન બંધ નહોતું. તેઓ આસનપર પલાંઠી વાળીને એક ધ્યાનસ્થ માફક હાલ્યા ચાલ્યા વગર પ્રતિમારૂપે બેઠેલા હતા પરંતુ તેમના હૃદયમાં કંઈ જુદુંજ વાજીંત્ર વાગતું હતું. જો કે એકાએક તેમની બાહ્યસ્થિતિપરથી લેષપણ કલ્પી શકાતું નહોતું પરંતુ જ્યારે તેમની છેક નજીકમાં જઇને જોનાર પોતાની તિક્ષ્ણ બુદ્ધિનો ઉપયોગ કરે તો કંઈક તેમની તેજસ્વી મુખલાલીની ફીકી થયેલી રતાશ ભાન કરાવતી હતી કે આ તરૂણ વીર યોગેન્દ્ર એક અગાધ દુઃખમાં દટાયેલા હોયની ! તેમનું દુઃખ શું છે તે જાણવું અતિ દુર્ઘટ છે કારણ કે તેમની હોષ્ટપીઠી જરાકે હાલતી જણાતી નહોતી.

વાંચક, ભાગ્યે પણ એવો ખ્યાલ ન કરતા કે તે મહાપાપી કે દુષ્ટ યાને ઢોંગી ધુતારો છે તે એક બળપુર્ણ સત્યાગ્રહી શુરવીર છે. તેના મગજને અત્યારે ભુતબીનાએ ભમાવી દીધું. છે દરેક ગત્ દશાનું ચીત્ર તેની સામે તરવરવા લાગ્યું. તે વીર બાહુએ તેને સહન કરવા ક્ષણિકે ક્ષણિકે નિશ્વાસપરનિશ્વાસ નાખવો શરૂ રાખ્યો પરંતુ તે તરૂણ

યોગેન્દ્ર યુવાના પુરજોરમાં નિષ્ફળ નિવડયો. આ વખતે તેને ફકત એટલુંજ ભાન થયું. "અત્રે રહેવું અર્થ રહિત છે, જે કાર્યમાં મારૂં અને વ્હાલીનું રૂપ, વચન, મન, સર્વ કાંઈ પરિણિત થયું છે. તે કયાં ? અહિંયા રહેવું તેના કરતાં પ્રિયજનોની શોધ કરવી, દેવિને આપેલો દિલાસો સિદ્ધ કરવો. કુમારને પણ મળવાને ઉત્સુકતાથી પ્રયત્ન જારી રાખવો. ભલી અને પવિત્ર હૃદયહારિણી વીરબાળાનું શું થયું હશે તે પણ જાણવું." આવા આવા અસંખ્ય હૃદય તંત્રનું યંત્ર શુરત્વથી જોસભેર ચાલવા લાગ્યું. આ વીર યોગેન્દ્ર આસનેથી ઉઠયો અને તે પોતાના મન સાથેજ બોલ્યો:—

"ઓહ પ્રભુ ! સત્યનો તારક તુંજ છે. આ સ્થળ નિર્જીવ સમ ભાસ કરાવે છે. અત્રે વસવું ઉચિત્ત નથી. બસ, વ્હાલા વિભુ ! રંભાદેવીનો દીલાસો સીદ્ધ કરવા અખુટ બળ આ દીન દાસને આપ ! તે મારી પ્રિય ભગિનીનું દુઃખ મારાથી જોઈ શકાતું નથી. આજે રાજરમણીઓ સાથે બાળાને જોઈ ત્યારથી મારૂં હૃદય દ્રવે છે. ઓહ પ્રિય દેવીસ્વરૂપ રંભા ! હું તારાજ કારણે અત્રેથી જાઉં છું. ટુંક મુદતમાંજ તારા સ્વામિનો મેલાપ કરાવી આપીશ, ધૈર્ય ધરજે, મનને મુંઝવણમાં ન રાખીશ, તારા પાતિવૃત્યમાં અડગ રહેજે,

શ્રી સર્વેશ્વર સૌનું શુભ કરશે. હે પ્રભુ! તે બિચારી ભોળી કંથ વિખુટી કામીની દેવીને તારોજ ભરોસો છે. તેનું જીવન તારા આધારેજ છે.” એટલું બોલતાં બોલતાં વીર યોગેન્દ્રે પોતાના પ્રયાણની તૈયારી કરી. યોગીજનોને તૈયાર થવામાં શું વાર લાગે છે? તેને તો માત્ર તુંબીપાત્ર સાથે હોય એટલે સંપુર્ણ. સ્વામિ અખંડાનંદજી પોતાના સ્થાનપરથી ઉઠયા અને કોઇપણને કહ્યા કર્યા વગર તેમણે તે સ્થાન તજી દીધું. સ્વાંમિ ચાલતાં ચાલતા શીવાલયના ઉંચા ઉંચા શીખરો પ્રતિ પાછળ ફરી ફરીને દ્રષ્ટિ નાખતા બબડતા ચાલતા હુતા કે:—

કીસ્મત ક્યા હરએકકો કસ્સામે અઝલને
જો શખ્સ કે જીસ ચીઝ કે કાબીલ નઝર આયા.

બુલબુલકો દીયા નાલા તો પરવાનેકોં જલના
ગમ હમકો-દીયા સબસે જો મુશકીલ નઝર આયા.

આવાજ દિલગીરી યુકત ઉદ્દગારોનો અવાજ તેમજ તેમના પગનો ધ્વનિ આ બન્ને ઘોર અંધારી રાત્રીએ વેરાન જંગલમાં ભયાનક જનાવરોનાં શબ્દાયમાનમાં મળી જતો હોવાથી જરાકપણ કોઇને સંભળાતો નહોતો. જ્યારે શીવાલયથી ઘણે દુર તે નીકળી ગયા, શીવાલયનું નિશાન

સરખું દેખાતું અસ્ત થઈ ગયું ત્યારે પોતે શીવાલયની પ્રતિ દ્રષ્ટિ નાખવી છોડી દીધી અને તેમનું પ્રયાણ એક સરખું રાની વેરાનમાં થવા માંડ્યું.

વીર વાંચકગણ, જોયું, આ યોગીજીની કેટલી બેપરવાઇ ! યોગી જનોને કોની પરવા હોય છે? ફક્ત પોતાના મન પર જે આવે છે તેજ અમલમાં મુકાય છે. તેને અમલમાં મુકવું પણ તેઓનાજ હસ્તમાં છે. એજ મનોબળની ઐકયતાનો પ્રબંધ છે. ચાલો, હાલ તો યોગેન્દ્રના "**પ્રયાણ**"ની ફતેહ ઇચ્છીને આપણે પણ આરામ લઇએ.



## પ્રકરણ ૫ મું.

## દુઃખનું પ્રદર્શન કે સુખનું ઉલ્લંઘન ?



ફલક દેતા હે જીનકો એશ ઉનકો ગમભી હોતહેં,
જહાં બજતે હેં નક્કારે વહાં માતમભી હોતે હેં.



પ્રાતઃકાળિન સુર્યદેવતાની સુવર્ણપ્રભા ભવાનીપુરના વન, બાગ, બગીચાની લીલી કુમળી વૃક્ષ લતાઓપર ધુમસથી બાઝીને લટકતાં મોતીમય ટીપામાં તન્મય થયેલી જોનારને સાક્ષાત હીરા, રત્ન, પન્નાના મીશ્રણ રંગ જેવી હૃદયોત્કર્ષ લાગે છે. શહેરમાંના નાનાં મોટાં બંગલા, ઝુંપડીઓનાં છાપરાંની ટોચ જાણે કે લાલ, પીળો અને લીલા ત્રયરંગે રંગેલાં મોહકતાનુ ભાન કરાવે છે. પવનની મંદમંદ લ્હેરો, નાનાં નાનાં બચ્ચાંઓની મધુરી નિદ્રાને પોષતી ફુંકાય છે. કેટલાકના ઘરમાં નાનાં નાનાં બાલુડાંના

કાલાંકાલાં રડવાનો મધુર સરોદ પ્રાતઃકાળના આગમનને માન આપતો સાંભળનારને પ્રિય લાગે છે. તો કેટલેક સ્થળેની ગૃહિણીઓ નિત્યકર્મથી પરવારીને પોતાના વ્હાલાં બચ્ચાંઓને વ્હાલથી જગાડી રમાડતી દેખાય છે, ગામમાં વ્યવસાયીઓ પણ પોતાનાં કાર્યારંભમાં પ્રફુલિત વદને જતા જણાય છે, કેટલાકો પોતપોતાની દુકાનો ખોલીને પવિત્રપણે નમન કરી દુકાન દેવીની પુજા કરતા જણાય છે. નોકર ચાકરો પણ પોતાના શેઠનો હુકમ બજાવવાને મુકરર વખત પર હાજર રહેવાને જલદી જલદી પગલાં ભરતા જતા જણાય છે, વ્યવસાયીનો ધમધોકાર વ્યવસાય ભવાનીપુરમાં સર્વત્ર પ્રસરી રહયો છે.

સમય આઠ નવનો થઈ ગયો છે. સર્વત્ર પોતપોતાના કાર્યમાં તન્મય બનેલા છે, આ વખતે ભવાનીપુરના રાજ્ય માર્ગપર હજારો આદમીઓ જતા આવતા જણાય છે. તે વખતે એક ભયંકર વીચિત્ર ઘટનાએ આખા ભવાનીપુરના નાગરિકોનું ધ્યાન ખેંચ્યું. રાજયમાર્ગપર આદમીઓની જે મોટી મેદની ચાલુ હતી, તે મેદનીમાં એકાએક ભંગાણ પડયું. સૌ લોકને જેમ ફાવ્યું તેમ પોતપોતાનો જાન બચાવવાને

દોડાદોડ કરી રહ્યા આ નાસભાગમાં કોઇકોઇને પૂછતું પણ નથી કે, ભાઇ છે શું? પરંતુ એકનું જોઈ બીજો દોડતો અને તેનુંજ પરિવર્તન ત્રીજાપર એમ દેખાદેખીથી સહુ કોઈ ન્હાસભાગ કરવા લાગ્યા. લોકોની દોડાદોડનો કોલાહલ ઠેઠ ભવાનીદુર્ગમાં પહોંચી ગયો, આ વખતે રાજ્યમહાલયમાં પણ પ્રાતઃકાળના કાર્યોનો જબરો વ્યાપાર ચાલી રહ્યો હતો, છતાંપણ જ્યારે આ કોલાહલે ત્યાં પણ પોતાનું રૂપ પ્રકાશ્યું ત્યારે ખરેખર રાજ્યમહાલયમાંના નોકરો પોતપોતાનું કાર્ય પડતું મુકીને દોડાદોડ કરી રહ્યા. છેવટે રાણા ભવાનસિંહને ખબર પડી કે આ ઘટના શું છે, તે કોઈ જાણતું નથી અને બીન જરૂરી દોડધામ શામાટે થતી હશે, એવી વિમાસણમાં પડયા હતા તેટલામાં એક હજુરીએ આવીને રાણાને નમન કરતાં જણાવ્યું. “બાપુ! બહાર ઘણા નાગરિકો રોતા કકળતા ઉભા છે અને આપને મળવા ઇન્તેજાર છે,” રાણાજીએ આ શબ્દો સાંભળતાં તુરતજ કહ્યું કે. “તેમને જલદી બોલાવી લાવ. મ્હારી પ્રજાને શું દુઃખ ઉપસ્થિત થયું છે?” હજુરીએ બહાર જઇને ઉભેલા વીસ પચ્ચીસ નાગરિકોને લાવી રાણાજી સમક્ષ હાજર કર્યા. પ્રજા વર્ગે આવતાંવારજ રાણાજીને પ્રણામ કર્યા અને એક તરફ ઉભા રહ્યા. રાણાજીએ પ્રણામનો પ્રત્યુ-

ત્તર આપતાં પૂછ્યું કે. "ક્યા કારણે મ્હારી પ્રજાને દુઃખી કરી ?" "મહારાજ ગજશાળામાંથી એક જબરજસ્ત હાથી છુટી ગયો છે તેણે ગામમાં દોડાદોડ કરીને કંઈકને પ્રાણબેપ્રાણ કરી નાંખ્યાં છે અને હજી સુધી તેને કોઈ પકડી શક્યું નથી, રાજ્યમાર્ગપર કોઈ મનુષ્ય જઈ આવી શકતું નથી, સત્વર તેનો કંઇ ઉપાય યોજાય તો ઉત્તમ, નહિ તો નગર મનુષ્ય સિવાયનું ઉજ્જડ વેરાન જેવું થઈ જશે." તેઓમાંથી એક જણે કહ્યું.

"મહાવત તો ઘણા છે ! તે લોકો તેનો ઉપાય કેમ નથી કરતા ?" રાણાજીએ કહ્યું.

"મહારાજ, મહાવત બીચારા શું કરે? સાંભળ્યું છે કે છ મહાવતો તો ક્યારનાએ સ્વધામ પહોંચી ગયા."

"શું ! બીજા મહાવતો હોવા છતાં પણ તે હાથી નથી પકડાતો એ અજબની વાત છે?" રાણા ભવાનસિંહની અજાયબીનો પાર રહયો નહિ, તેમણે તુરત સેનાપતિ, પ્રધાનાદિ કેટલાક પટાવતોને નોકરદ્વારા બોલાવ્યા અને કહ્યુંઃ—

"ગજશાળામાંથી એક હાથી છુટી ગયો છે અને તેણે ગામનો કચ્ચડઘાણ વાળવા માંડયો છે, તેને કોઇ પકડી શકતું નથી તેમજ મહાવતો પણ માર્યા ગયા, હવે શું કરવું.?"

"મહારાજ! એમ પણ સાંભળ્યું છે કે ઘણાક પ્રાણ વગરના આદમીઓ રાજ્યમાર્ગપર પડેલા છે, હાથીનું કાર્ય ભયંકર થઈ પડયું છે, હું એજ વિચારમાં છું કે હવે શું કરવું." પ્રધાને દીનવદને કહ્યું.

"આતો જુલમ કહેવાય! આપણા ગામમાં કોઇપણ એવો શુરોજ નથી કે તેને પકડી શકે?" રાણાએ સ્હેજમાં જણાવ્યું.

"મહારાજ કેટલીક લશ્કરી ટુકડીઓ પણ મોકલી છે છતાં હજી સુધી હાથી હાથમાં આવ્યો નથી, તે લોકો ઘણીજ કોશીષ કરે છે." સેનાપતિએ કહ્યું.

"નહિં તો પછી તેને બંદુકની ગોળીથી ઠાર કરો," રાણાએ લાચારીથી ઉપાય બતાવ્યો.

આ સમયે રાજ્ય પ્રાસાદની એક ઉંચી અગાશીમાં

કેટલાક નોકર ચાકરો અને બીજા રાજ્યવીરો નગર ચર્ચા જોતા હતા. હાથી દોડતો દોડતો રાજ્યમહાલય તરફ આવતો હતો. સઘળાઓનાં દિલ હેબતાઈ ગયાં, હવે શું કરવું? તેજ પળે એક સોળ સત્તર વર્ષના નવયુવકે અગાશીપરથી એકાએક કુદકો માર્યો અને વિધુત્‌ના ચમકારાની ઝડપે તે હાથીની ગરદને વીંટાળેલી લોહ સાંકળીને મજબુત પકડીને તેનીપર ચઢી ગયો. સર્વે આશ્ચર્યતામાં ડુબી ગયા, કેટલાકો દોડીને રાણા ભવાનસિંહ પાસે જ્યાં સેનાધીપતિ, પ્રધાનાદિ હાથી બાબતની વાતચીતમાં હતા, ત્યાં આવીને બોલી ઉઠયા. "મહારાજ, જુઓ, જુઓ, એક વીર યુવકનું પરાક્રમ, જે હાથીએ સંખ્યાબંધ માણસોનાં પ્રાણ હરણ કર્યા છે તેજ ગાંડા હાથી પર એક યુવાન સ્વાર થયો છે....આ બોલવું પુરૂં થયું ન થયું ત્યાંતો રાણા પ્રધાનાદિ સર્વ રાજમંડળ અગાશીમાં આવ્યું. રાણાએ જોયું તેજ વખતે તે દિઙ થઈ ગયા. હાથીતો તે યુવાનને લઇને દોડાદોડ કરતો હતો. ઉપર બેઠેલો યુવાન હાથીની ગરદનપરની સાંકળથી ઘણું જોર કરી હાથીને થોભાવવા મથન કરતો હતો. તે વખતે રાણાજી બોલી ઉઠયા કે; "અરે! આ શું? આતો આપણો પેલો ઘાયલ થયેલો વીર તરૂણ છે!

શું તેનું શૌર્ય ! સર્વ ચકિત થઈ ગયા. રાણાજી તો "હે વીર તરૂણ ! હે તરૂણ ! આશો ગજબ થયો ! કોઇ બચાવો, બચાવો," એમ બૂમાબૂમ કરી રહ્યા. સઘળાઓ જોઈ રહ્યા પરંતુ હાથીપરના યુવકે સામો પ્રત્યુતર આપ્યો. "શાન્ત થાઓ, હાથી હાથ આવવો કઠીણ છે." આટલું બોલતાં બોલતાં તો હાથી જોતજોતામાં પેલા યુવકને લઇ નાઠો. "કયાં ગયો ! કયાં ગયો !" એમ સૌ પોકાર કરી રહ્યા. મહારાણા દિઙમૂંઢ થઈ ગયા તેમના હ્રદયમાં એક જબરો પ્રત્યાઘાત થયો. "હવે શું કરવું ? હાથીતો કયાંઈ જણાતો નથી. બાળ તરૂણનું શું થશે ?" મહારાણાએ તુરતજ નીચે ઉતરીને પોતાના કેટલાક વિશ્વાસુ સ્વારોને તે તરૂણની શોધમાં તાકીદે જવાની આજ્ઞા કરી, આજ્ઞા થતાંજ તે કાર્યરૂપમાં પરિણીત થઇ ગઈ, મહારાણા આજ્ઞા આપીને પોતાના અંતઃપુર તરફ પ્રયાણ કરી ગયા.

આ વખતે ત્યાં રાણીની સાથે કેટલીક દાસીઓ તેમજ એક યોગીની બેઠેલી હતી યોગીનીએ મહારાણાને આવતા જોઇને આવકાર આપ્યો પરંતુ મહારાણા ખીન્નવદને કાંઇપણ ન બોલતાં ત્યાં પડેલી એક આરામ ખુરશીપર એક દિર્ઘ

નિશ્વાસ નાખી બેઠા. યોગીની તુરત કળી ગઇ કે મહારાણા ચિંતાતુર હાલતમાં લાગે છે, જેથી ત્યાં બેઠેલી સર્વે દાસીઓને ઇસારાથી બહાર જવા જણાવ્યું. ક્ષણિકમાં તો આખું અંતઃપુર ફક્ત ત્રણ મનુષ્ય શિવાય શાંતિમય થઇ ગયું. તે ત્રણમાં મહારાણા, રાણી નંદકુંવર અને યોગીની હતાં. યોગીનીએ મહારાણાને નમ્ર વાણીએ પૂછ્યું. " આજે પ્રાતઃકાળમાંજ આપનું આગમન કાંઈ વિચિત્ર ભાસ કરાવનારૂં જણાય છે. શું કાંઇ ગંભિર બીના બની છે ? "

મહારાણા તરફથી કાંઈજ પ્રત્યુતર મળ્યો નહિ. આથી યોગીની અત્યંત ચિંતાતુર બની અને બોલી ઉઠી. " શું કાંઈ અશુભ છે કે પેલા વીર તરૂણની સ્થિતિ ભયંકર છે ? શું છે? તે સત્વર કહો, મ્હારા હૃદયમાં અનેકાનેક શુભાશુભ ઉદ્વેગ ઉદ્દભવે છે. જે બીના બનવા પામી હોય તે જણાવો. "

" હું શું કહું ! હાથમાં આવેલ રત્ન; " વાકય પુરૂં થતાં થતાં તો મહારાણાનું કુમળું હૃદય ભરાઇ ગયું.

"કયું રત્ન ? ! તેનું સ્પષ્ટિકરણ કરો જેથી કાંઇ સમજ પડે." યોગીનીએ અત્યંત આતુર વદને જણાવ્યું.

"પેલો વીરતરૂણ, પરમાર્થી પુરૂષ, અરે દૈવીબળ ધરાવનાર હીરો !" વળી રાણાજી અટકી પડયા.

"તેનું શું, તે કયાં ગયો ? આપનું બોલવું કંઇક માર્મીક લાગે છે, તે મ્હારા હૃદયને ભેદન કરનારૂં છે. જે સત્ય બીના હોય તે યથાર્થ કહી સંભળાવો."

"દેવી, આપ શાન્ત થાવ; ધીરજ ધરો, મહારાણાનું દિલ સ્થિર થવા દો. જુઓને, એ ભયંકર ઘટનાએ મહારાણાને તદ્દન અશકય બનાવી દીધા છે. તેમની જીભ પણ ઉપડતી નથી. કોણ જાણે કેવો ભયાનક, કારમો બનાવ બનવા પામ્યો હશે !" રાણીએ યોગીનીને ધૈર્ય આપતાં કહ્યું.

આ વખતે મહારાણા એકીટસે યોગીનીની પવિત્ર મુખ મુદ્રા તરફ પવિત્રભાવે જોઈ રહ્યા હતા. યોગીનીના ભાલ પ્રદેશપર ચિંતાની ભયંકર રેખાઓ દોરાયલી જણાતી હતી, મહારાણાએ પોતાના મનને અપૂર્વ બળથી સ્થિર રાખીને કહ્યું,

" આજનો સુર્ય કેવળ દુઃખમય લાગે છે, પ્રાતઃકાળની ઠંડી લ્હેરોની ઝીણી ઝીણી સુસવાટી બાણુ માફક ખુંચાઇને મારા હૃદયમાં વધારે દુઃખ ઉત્પન્ન કરી રહી છે. તે ઘટના કહેતાં મારી જીભ કપાઇ જાય છે. શરિરમાંના સર્વ હાડકાં ચુર્ણવિચુર્ણ થઇને મારી સઘળી શક્તિ લય થઈ જાય છે. જો નથી કહેતો તોપણ મારા મગજપર એક મહાન વજાઘાત થઇને મારા તમામ હૃદયતંત્રના યંત્રો તુટીપુટીને ભુકેભુકા થાય છે. ખરેખર મારી ગતિ આ વખતે એક મહાન ફારસી કવિત્વ મુજબ બની ગઈ છે કેઃ—

અજબ દર મુશકીલ ઊફતાદમ અગર ગોયમ ઝબાં સુઝદ,
વગર દમ દર કશમ અંદર તરસમકે ઊસતખાં સુઝદ.

તોપણ લાચાર છું કેઃ—"**પેલો વીર તરૂણુ અને ગાંડો હાથી**" ઓહ! વીરનર?" રાણો વધારે આગળ બોલવા જતો હતો ત્યાં તો ફરી તેને ડસ્કું આવ્યું તેથી તે અટકયો.

"રાણાજી, આપનું બોલવું આજે આમ ભાગ્યુંતુટયું કેમ

થાય છે, વીર પુરૂષ અને ગાંડો હાથી એ શું ?" યોગીનીની આતુરતા વધી.

" આજે સવારે ગજશાળામાંથી એક હાથી છુટી ગયો છે. તેણે આખા ગામમાં દોડાદોડ કરી અસંખ્ય માણસોના પ્રાણ હરી લીધા છે. કમોતે તેઓને કચડી નાંખ્યાં છે. તે હાથી કોઈથી પકડાયો નથી પરંતુ રાજ્યમહાલયની અગાશીમાં પંદર વીશ જુવાનીઆઓ હાથીને જોવા ઉભા રહ્યા હતા. તેમાં આપણો પેલો બાળયુવક કે જેને તમે જંગલમાંથી જખમી હાલતમાં અહિં લાવ્યાં છો તેજ તરૂણના હૃદયમાં આ ગંજાવર પ્રાણીની હીલચાલ સહન ન થઈ શકવાથી તેણે અગાશીપરથી કુદકો મારી હાથીની ગરદનપર ચઢાઈ કરી, તેને હાથીને રોકવાનું ઘણું કર્યું પણ વ્યર્થ. અંતે હાથી તે યુવકને લઈ કયાં નાઠો તે જણાયું નથી. મેં પણ તેને હાથીપર બેઠેલો જોયો છે. હાથી મારી દ્રષ્ટિ સમીપથી નાશી ગયો છતાં હું કે મારા શુરા સરદારો તેને કાંઇપણ કરવા સમર્થ નીવડયા હાથીની અને તે શુરવીર નરની શોધમાટે ઘણાં માણસોને જવાની આજ્ઞા આપી તમારા તરફ આ ભયંકર બીના કહેવા આવ્યો છું. હું શું કરૂં? મારા રાજ્યનો નવીન પણ એક મજબુત શુરો નરરત્ન, હાલમાં

ગુમાવ્યો છે તેની ગમગીનીમાંજ મારૂં હૃદય બળ્યાઝળ્યા કરે છે. શું ઉપાય યોજવો તે મને જરાપણ સુજતું નથી.

રાણી અને યોગીની મહારાણાનો આ વિચિત્ર ઘટના સ્ફોટ થયેલો સાંભળીને એકાએક દિઙમુઢ બની ગયાં. યોગીની ના કાનપર જ્યારે આ વાત પડી તેજપળે જાણે કે તેની મુખમુદ્રાપર શ્યામ રંગ ઢળી પડયો હોયની; તેમ તેનાપરની તેજસ્વી લાલી એકાએક ઉડી ગઈ. યોગીની તત્ક્ષણ ત્યાંથી ઉઠી અને પોતાના મુકરર કરેલા આવાસમાં આવીને એક ચિત્રયુકત પ્રતિમારૂપે ચિંતામાં ડુબી ગઈ. તેણે અદ્ધરથી પછાડ ખાધી. તેજ સ્થિતિમાં પોતાનું હૃદય ખુબ ખાલી કર્યું. આખરે અર્ધા પોણા કલાકે યોગીની શાંત પડી. તે એજ ખ્યાલમાં નિદ્રાદેવીની ગોદમાં છુપાઇ ગઈ કે આતે **“ દુઃખનું પ્રદર્શન કે સુખનું ઉલ્લઘન ! ”**

પ્રિયવાંચક, કહેવાની ખાસ આવશ્યકતા નથી કે પેલો તરૂણ ગુમ થયો અને તેની ગમગીની આ યોગીનીને કેમ થાય, તે બદલનો સ્ફોટ, આપણે પ્રથમ પ્રકરણમાં વાંચી

ગયા છીએ. એ તેજ તરૂણ વીર છે કે આપણો સાહસિક બાળ રણમલ અને તેજ યોગીની છે કે આપણી વીર સત્યાગૃહિણી વિલાસિની. હવે ભાઈ ગુમ થવાથી બ્હેનનું હૃદય કેમ શાંત રહે ?



## પ્રકરણ ૬ ઠું.

## ભયંકર વેરાનમાં સ્વર્ગીયભાન.



અગર ફીરદોસ બર રૂએ ઝમીન અસ્ત,
હમીન અસ્તો હમીન અસ્તો હમીન અસ્ત.





શ્રી ભાસ્કરની પ્રચંડ જ્વાળા પવન મીશ્રિત થઇને જંગલના વૃક્ષોને ઉષ્ણતા બતાવી રહી છે. આથી વૃક્ષો સખ્ત ગરમીથી જાણે અકળાતાં, મુંઝાતાં હોય તેમ પળે પળે હાલી રહયાં છે. આ સમયે અરણ્ય પ્રદેશ આબેહુબ રકત રંગે રંગાયેલું જોનારને અતિ બિહામણું અગ્નિનું સામ્રાજય હોય તે માફક અંગારમય શુન્યકાર લાગે છે. કોઇપણ ખગ્ગચરો પ્રખર જ્વાળાના પૂર્ણપ્રભાવથી પોતાના માળામાંથી ડોકીયું સરખું પણ કરતાં જણાતાં નથી, તો બોલતાં કે ઉડતાં હોયજ કયાંથી ? અન્ય જંગલી પશુઓ યાને હિંસક પ્રાણીઓ જેવાં કે, સિંહ, વાઘ, વરૂ, ચિત્તા ઈત્યાદિ જનાવરો, વનની

અધિદેવી શાંતતાના ખપ્પરમાં જકડાએલાં હોવાથી કોઇપણ સ્થળેથી બૂમ કે ભયંકર તોફાન સરખું એ કરતાં સંભળાતાં નથી. કોઈ કોઈ સ્થળે પહાડની ઉંચીઉંચી કરાળો પરથી ઝીણો પણ સમયને અનુસરતો જોનારને આનંદ આપતો, મંદમંદ ગતિએ વહન કરતો જળનો પાતળો ધોધ સમગ્ર અરણ્ય પ્રદેશને છબકછબક શબ્દાયમાન કરાવી રહ્યો છે. ફક્ત કદિકદિ વૃક્ષપત્રોનો પવનની સુસવાટીથી થતો ધ્વની શાન્તિમાં ગડબડ કરતો સંભળાય છે. આવા સખ્ત મધ્યાનકાળના વખતે અરણ્ય પ્રદેશમાં કોણ કમભાગ્યના નશીબના નખરા કરી રહ્યાં હોય કે આ સ્થળે ભટકે, પરંતુ પાઠક, હું તમારા મનને, તે કલ્પના સૃષ્ઠિના ભયંકર અરણ્યમય પહાડી પ્રદેશમાં દોરૂં છું.

આ ભયાનક ભાસતું ચોતરફ ફરતી ગીરિશ્રેણીઓની ગાઢી ગુફાવાળા અરણ્યની છેક નજીક એક ન્હાની સરખી નહેર પાસે એક યુવક ચત્તોપાટ પડેલો છે. તેના મસ્તકપરનો સાફો દુર જઇ પડયો છે અને તેના માથાની જમણી બાજુએથી રક્ત વહ્યું જાય છે. આ તરૂણે પોતાનાં હાથપગ પહોળા કરી દીધા છે. તેની અવસ્થા લગભગ પંદર સોળ વરસની છે.

તેનાથી સખ્ત વેદના સહુન ન થઇ શકિ઼ા હોવાને લીધે તે પલકે પલકે ઉંહુ–ઉંહુ એમ ઉંહુકારા લેતો દુઃખથી ઉંડી પેશી ગયેલી ચક્ષુઓને ચોમેર ફેરવતો પડી રહ્યો છે, લોહીના વહુનથી તેનું સર્વાંગ ભીંજાઈ ગયેલું છે, આથી જોનારને તે એક બળવીર મારૂતીની મુર્તીરૂપ ઘણે લાંબેથી જણાઇ આવે છે. તેને જીભ છે છતાં તે દુઃખની મહાવ્યાધિથી કંઈપણ બોલી શકતો નથી. હાથપગ હોવા છતાં તે અસહ્ય દુઃખમાં દટાઇ ગયો છે. આવી દયામય મુર્તી જોનાર સહુજમાં કલ્પી શકે કે આ સુકુમાર યુવક લગભગ ત્રણ ચાર કલાકથી પડેલો હોવો જોઇએ પરંતુ કમનશીબે અત્યારે આ મરણના છેલ્લા કિનારાપર આવી પહોંચેલા યુવકની પાસે કોઇજ નથી. ખરેખર, ઈશ્વર સિવાય ત્હેની બરદાસ્ત આવા ભયકારક જંગલમાં કોણ કરી શકે? આ વખતે શ્રી સર્વેશ્વરને આ તરૂણની ફીકર પડી હોય તેમ કંઈક યુવકના વદનમંડળપરથી જણાયું. જુઓ! વાંચક, આ તરૂણે પોતાનું પાસું બદલ્યું તેને થતી વેદનાથી આ વખતે તે પોતાની પુર્વકથા યાદ કરતો હોય તેમ આવી દુઃખી અવસ્થામાં લવે છે.

"હે દિનાનાથ! હું ત્હારા એવા કયા ગુન્હાથી

આ દશાએ પહોંચ્યો, શું તારા નેકનામી દરબારમાં આજ ઈન્સાફ છે કે? નિષ્કામી નરો પોતાનો સ્વાર્થ સાધ્યા વગર, સ્વાર્થ એ શું છે તે જાણ્યા વગર ફકત પરહિત-કાર્યાર્થે તમારા પવિત્ર હુકમોનું પાલન કરવાની અંતિ-મેચ્છાથી જે કાર્ય કરવાને ઉત્સુક બને છે, તેમ કોઈ પણ સિદ્ધ થાય છે છતાં તે પરહિત કાર્યવાહકને તો ફળરૂપે આવુંજ દુઃખ પ્રાપ્ત થાય છે! નહિ! નહિ! એ પ્રભુ! તું કદિપણ ગેરઇન્સાફ કરતોજ નથી. ફકત આતો તે એક કસોટી છે. હમેશાં સોનું કસવાથીજ ઓળખી શકાય છે. તારી ઇચ્છા તો કેવળ જગતના ભલાપણામાં છે. તું ન્યાયી છે. નીતિ પુર્ણનો ચંદ્ર છે. ત્હારી દરેક કૃતિ સુખકર અને પ્રિયકર છે, ત્યારે શું મારી આ અવસ્થાને મારે સુખકર માનવી? હું માતપિતાથી વિખુટો, પત્નિ ભગિનીથી વિમુખ, સગા સહોદરથી દુર, સંસારી દરેક પ્રપંચ જાળથી તજાયેલો છું, કયાં એ હાથીનું છુટવું અને કયાં સ્વાર થવું! ખરેખર જે સ્વાર થાય છે તે માર પડવાની ઇચ્છા પ્રતિપાદન કરવાની શક્તિ ધરાવે છે અને તેને વધુ મજબુત કરવાને શાએરો શૌર્યતાથી કહે છે કેઃ—

ગીરતે હેં શેહ સ્વારહી મેદાને જંગમે,
વોહ તીફ્લ ક્યા ગીરેગા જો ઘુટનો કે બલ ચલે.

જે ઘુંટણપર ચાલનારા નાનાં બાલકો અથવા તો જે લોકો મહિકાંગલા યાને માવડીયા બનીને ગૃહમાં જે એક ઉંદરની માફક છુપાઇ રહેલા હોય છે તેઓ તો સ્વાર થવાનો આનંદરસ ચાખ્યા શિવાયજ સદાને માટે પડી ગયેલાજ છે. અરે! પણ હવે મારી શું દશા? આ અઘોર ભયાનક ઝાડી જંગલમાં કોનો આશારો? હું કયાં જઉં? મારી દિશા કઈ? મહારે શું કરવું? વ્હાલી પ્રિયાને મળવાનું તો દુર. હા, હાલમાં મારા નશીબથી સો ગાઉ દુરજ છે." વળી તેનો વિચાર પરિવર્તન થયો. "શું મારે માટે આવો વિચાર લાવવો યોગ્ય છે, હું કોણ? એક ક્ષત્રિય બાળ! નહિ એક સિંહનું બચ્ચું. મને આવા નિર્માલ્ય વિચારો શાથી ઉદ્દભવ્યા, દુઃખ શામાટે માનું? અપૂર્વ સુખની પ્રાપ્તિ થયેલી છે એમ કેમ ન માનું? બસ, આજ વિચાર બળવત્તર છે. હું પુરૂષ છું. માતાના ગર્ભમાં કોણે પાલન કર્યું.? જ્યારે સૃષ્ટિની સૌંદર્યતાના કિનારે પ્રથમ હું આવ્યો ત્યારે રોતો હુતો તે વખતે ખાવાને માટે દાંત નહોતા. બોલવાને માટે જોઇએ

તેવી શક્તિ નહોતી, છતાં આ બધું કેમ થયું ? અહો પ્રભુ! તનેજ મારી દરેક દશામાં સાક્ષીરૂપ ગણીને મારૂં કાર્ય કરૂં છું, તેંજ માતાના પયોધરમાં મારા માટે, અરે! આખી સૃષ્ટિને માટે દુધ આપ્યું છે, તો ખરેખર આથીજ સિદ્ધ થાય છે કે તને સઘળાની ફીકર છે, તુંજ સત્યદર્શી છે, તુંજ સત્ય કર્તવ્યતા કરવાવાળાની કસોટી કરનાર બુદ્ધિશાળી છે. મારી ક્ષુદ્રબુદ્ધિથી જે કાંઈ લવી જવાયું છે તેને માટે હે દિનદયાળ માફ કર." ઉપરોકત અસંખ્ય હૃદયોદ્દગારો આ જખમી પણ ઝનુની વીરપુરૂષના મુખથી નિકળયા. આ વખતે પાછી વેદનાએ ભારી ચસક નાંખી, આથી તે પોતાનો ડાબો હાથ મસ્તકપર મુકીને અટકી પડયો. તદ્દન શાંત થઈ રહયો. પાએક કલાક બાદ તે મહામહેનતે આળસ મરડતો હોય તેમ ઉઠયો પરંતુ હાય પ્રભુ! પાછો તે લથડી પડયો, ફરી થોડી વારે તે ઉઠયો. આ વખતે કંઈ નુતન તેજ તેની પ્રતિમાપર ઝળકી રહ્યું. તે એકદમ ઉભો થયો અને જંગલની રમ્યતા નિરખવા લાગ્યો. તે કંઈ ચીજ શોધતો હોય તેમ બેચાર ડગલાં આગળ ચાલ્યો તો તેની નજરે નાના સરખા પહાડી પથ્થરપર કોઇ એક પ્રકારની વનસ્પતિ ઉગેલી જણાઇ તેજ પળે આ વીર યુવકે તે વનસ્પતિનાં બેચાર પાંદડાં તોડીને

પોતાના મસ્તક ઉપર ખુબ જોરથી બાંધી દીધાં, પોતાનો સાફો બરાબર બાંધ્યો પછી તે આગળ ચાલવા લાગ્યો. કેમ ચાલે છે તેનું તેને લેષપણ ભાન નહોતું, રસ્તો અતિ દુર્ઘટ અને વિકટતાથી પુર્ણ હતો. તેનો વિચાર સુદ્ધાંત તેને આવ્યો નહિ. તે તો પ્રભુની માયા જ્યાં દોરે છે તે તરફ આગલનો આગલ કોઈપણ ઠેકાણે અટક્યા સિવાય ચાલવાજ લાગ્યો. તરૂણ આસ્તે આસ્તે લગભગ અરધા માઈલ સુધી એક સરખો ચાલ્યો, પછી તેની નજરે પ્રાકૃતિક શોભા જણાઈ, અત્યારની પ્રાકૃતિક શોભા ખરેખર અવર્ણનીય છે, કારણ કે જે સ્થળે આ શોભા આવેલી છે તે સ્થળ અતિ રમ્ય હોઇને કંઇક ગુપ્તભેદી સ્થાન હોયની ! તેમ નજર નાખતાં જણાઈ આવે છે. આ તરૂણની બન્ને બાજુએ ગગનચુમ્બિત થતી મોટી મોટી ગીરિશ્રેણીઓ ઘણે લાંબે સુધી પડેલી જણાય છે, તે એવી રીતે કુદરતે ગોઠવેલી દ્રષ્ટપાતકોને દેખાય છે કે એક નાનો અતિ સાંકડો દરવાજો ઘણે લાંબે સુધી સામસામેના બન્ને પહાડોની કરાળોથી બનેલો હોયની ! પ્રથમ તો આ યુવકે અંદર દાખલ થવા માટે કેટલોક વખત વિચાર કર્યો પરંતુ અંતે આ તરૂણને પ્રકૃતિદેવીના અપુર્વ શોભાકર સાથે શાંતિમય આનંદકારક દ્રષ્યે આકર્ષણ કર્યું. તે નિડરપણે

અંદર દાખલ થયો, આ વખતે અપુર્વ શાંતિ અને આનંદનું કેંદ્રસ્થાન નિહાળતો નિહાળતો યુવક એક બાવરો અને પાગલ, દિવાના જેવો ચોમેર દ્રષ્ટિ નાખતો નાખતો ધીમે ધીમે આગળ વધ્યો. તેની દ્રષ્ટિએ પ્રથમ તો ઘણી લાંબી આ ખોહ હશે તેમ ન લાગ્યું પરંતુ જ્યારે તે પચીશેક પગલાં આગળ વધ્યો ત્યારેજ તેની ખાત્રી થઇ કે આ ખોહ તો ઘણીજ લાંબીં જણાય છે. તે કેટલી લાંબી હશે તેનું અનુમાન પણ ન કરી શકયો. તે તો કુદરતની વિચિત્ર આનંદાયિની લીલા જોવામાં તન્મય થયેલો હતો, વચ્ચ વચ્ચમાં બન્ને પહાડોની છેક ટોચ પરથી પડતી ધારાપાતનો દ્રષ્ય આબેહુબ જાણે કે સ્ફટિકનો પહાડ ખોદાતો હોય તેમ તેમાંથી જાણે નાની મોટી સ્ફ-ટિકની કરચો ઉડતી હોયની! જ્યારે તે જમીનપર પડતી ત્યારેજ જોનારને એમ ભાન થતું કે આતો જળધોધ છે. બન્ને બાજુના પર્વતો થણાજ ખીચોખીચ્ચ આવેલા હતા, ફક્ત તે બન્ને પહાડની મધ્યમાં એક બે ફુટના સાંકડા રસ્તા જેટલું અંતર હતું તેમજ કોઈ કોઇ સ્થળે તો પર્વતો જાણે હસ્તમિલન કરી રહ્યા હોય તેમ અડોઅડ ગાઢાલિંગન દઇને પડેલા હતા, આથી ત્યાં કોઈ જનારને છેક નીચા વળીને જવું પડતું હતું, બન્ને બાજુના પર્વતોપર ઘણીઘણી

જાતના જંગલી મેવાનાં વૃક્ષો લચી રહેલાં ઘણાંજ રમ્ય જણાતાં હતાં. આ પહાડપર કોઈપણ આદમી ચઢી શકતું નહિ. ઉંચે દ્રષ્ટિ કરતાં પહાડની ટોચ જોઇ શકાતી નહોતી પરંતુ એટલી ઉંચીઉંચી ટોચપર કેટલાંક બીજાં મોટાં મોટાં વૃક્ષો એવી તો ખુબીથી ઉગી નીકળેલાં દ્રષ્ય કરાવી રહ્યાં હતાં કે કોઈ એક મહાન વિજયીદુર્ગના સંરક્ષણાર્થે દુર્ગના બુરજોપર દુર્ગરક્ષકો રણસંગ્રામની રાહુ જોતા ઉભા હોયની! આવી રીતે ઉગેલાં વૃક્ષોની ઓથને લીધે આકાશ પણ જણાતું નહોતું. કોઇ કોઇ સ્થળે પહાડમાંથી બહાર નીકળી આવેલા મોટા મોટા પથ્થરો મસ્ત હાથીની માફક પડેલા દેખાતા હતા. હવા આવવાથી ઝાડોનાં પાંદડાંનો ઘનઘનાટ અને ધારા પાતનો ધ્વનિ તેમજ મોર વિગેરેનો શોર દિલને આકર્ષીત કરતો સંભળાતો હતો, જમીનપર જે પાણીની ચશ્મો પુર્વથી પશ્ચિમ તરફ ઘુમી રહેલી હતી તેની બન્ને બાજુએ જાંબુનાં ઘણાં ખરાં ઝાડ લાગેલાં હતાં અને પકાઇ ગયેલાં કેટલાંક જાંબુઓ પાણીની ચશ્મમાં પડેલાં રમણીયતામાં વધારો કરતાં હોય તેમ ચિત્તાકર્ષક જણાતાં હતાં પાણીની ચશ્મ એટલી બધી સાફ જણાતી હતી કે જમીન સુધ્ધાંત દેખાતી હતી. કેટલેક ઠેકાણે હાથભર તો કેટલેક ઠેકાણે કમ્મર

બરાબર તો કેટલેક ઠેકાણે તેનાથી વધુ પાણી જોવામાં આવતું હતું. વળી કોઇ કોઈ સ્થળે તો પહાડોમાં કુદરતી ખોહ બનેલી દ્રષ્ટિગોચર થતી હતી આ દ્રષ્ય કેવળ એજ ભાન કરાવતો હતો કે શ્રી પરમાત્માએ અહિયાં આહિરીયા અનુસંગીઓને ટુંક વખત રહેવા માટે જાણે કોટડીઓ મુકરર કરેલી હોયની! પ્રકૃતિદેવીના રૂપનું નિરીક્ષણ કરતો કરતો બાળતરૂણ ધીમે ધીમે ઘણું આગળ ગયો. તો તેણે એક પહાડમાં અદ્યાપિ સુધી નહિ જોએલી તેવી મોટી ભયાનક ખોહ જોઈ, તેણે વિચાર્યું કે, આવી મોટી ખોહ હજુ સુધી અહિયાં જોવામાં આવી નથી. ખરેજ, કંઈક આ ખોહ ભેદમય હોવી જોઇએ, આથી યુવક તે ખોહ પાસે ગયો. ખોહમાં ઘણુંજ અંધારૂં હતું. એથી ખોહ કેટલી ઉંડી અને લાંબી છે તે જાણવા આપણો બાળતરૂણ તદ્દન અસમર્થ નિવડયો તોપણ સાહસિક વીરે તેમાં જવાનું સાહસ ખેડયું. તે આસ્તે આસ્તે ખોહમાં ઉતરવા લાગ્યો. ખોહ ઢોલાવદાર હતી. જો કદિ પગ લપસી જાય તો, કયાં પડાય તે જાણી શકવું મનુષ્યશક્તિ બહારનું હતું. તરૂણ ઘણો આસ્તેથી બન્ને બાજુએ પોતાના હાથ પહાડના પેઢાને ઘસ્તો ઘસ્તો ઉતરતો હતો. યુવક લગભગ અર્ધો માઈલ સુધી ચાલ્યો હશે તેટલામાં તો તેને કાને કંઇક

સંગીત જેવો ધ્વનિ પડયો, તે તેજ ઠેકાણે થોભ્યો, અને વિચારવા લાગ્યો કે આવા ભયંકર સ્થળે ઝીણો મધુર સંગીતનો ધ્વનિ કયાંથી ? તે ચોમેર દ્રષ્ટિ ફેરવવા લાગ્યો પરંતુ અંધારાના લીધે તેને પહાડના ધાબા સિવાય કંઈજ ન દેખાયું, આથી યુવકને લાગ્યું કે આમાં મોટો ભેદ હોવે: જોઈએ. તે ફરીથી પોતાની મુસાફરીમાં આગળ વધવા લાગ્યો પરંતુ તે સંગીત ધ્વનિ તો ચાલુજ રહયો, યુવકે તેના પ્રતિ લક્ષ્ય આપ્યું નહિ અને જરાક વધારે જલદીથી પગ ઉપાડવા લાગ્યો. આમને આમ કેટલુંક ચાલ્યો તેનું અનુમાન તે કરી શકયો નહિ. ખોહમાં અંધારા સિવાય પ્રકૃતિલીલામાં કંઈજ વધારે નહોતું જેથી યુવક એક સરખો ચાલ ચાલ કરી રહયો હતો. જ્યારે સમયનું પરિવર્તન થયેલું તેના અંગપરની પ્રકૃતિપરથી જણાવા લાગ્યું ત્યારે તેણે ધાર્યું કે મારી આ ચાલ લગભગ પાંચ છ કલાકની એક સરખી થયેલી છે. તો પણ હજુ ખોહનો અંત આવ્યો નહિ. “આ શું ? હું તે સિધ્ધોજ જમીનપર ચાલું છું કે જમીનની અંદર” તેજ વિચારે યુવકને બ્હાવરો બનાવી દીધો. તેણે આ વખતે કંઇક ઉંચે દ્રષ્ટિ કરી તો પહાડમાં કઈક ફાડ જેવું તેના જોવામાં આવ્યું. આથી સ્હેજ સ્હેજ ગગનમંડળ પણ જણાવા લાગ્યું.

ગગનપ્રતિ તે ઉન્મુખે બકવા લાગ્યો. "અહો? રાત્રી થઈ ગઈ!" તારલાઓનો થોડો ઘણો પ્રકાશ આ ખોહમાં પહાડની ફાટ વાટે આવતો હતો. જો કે ખોહમાં ઘણુંજ અંધારૂં અહોનિશ રહે છે, છતાં પણ જેણે અંધારૂંજ જોએલું છે તે ફક્ત તારાનો થોડો પ્રકાશ પડતાં ખરેખર તે આનંદાવેશમાં આવી જાય છે, તેવીજ સ્થિતિ આ વીર યુવકની થઈ. તેવા પ્રકાશને એક પ્રભુ તુલ્ય ગણીને ઘણા વખત સુધી તે નમનપર નમન કરવા લાગ્યો. લગભગ અરધો કલાક સુધી તે એક પાગલ અવસ્થામાં આકાશમાના ચંદ્રદેવનાં બચ્ચાં તારાઓને જોતો ઉભો રહયો પરંતુ તે પોતાનું મુખ નીચું કરે તે પહેલાં તો પહાડની ફાટ એકાએક જબરા અવાજ સાથે સંધાઇ ગઇ. ખરેખર આ આશ્ચર્યકારક બનાવથી બાળયુવાન બ્હીઇને તે અવાજ સાથે ગબડી પડયો પરંતુ સારા ભાગ્યે તે પહાડની દિવાલ સાથેજ ભટકાયો. જો તે જમીનપર પડયો હોત તો પ્રિયવાંચક, આ ગ્રંથીય ભૂમિકાના વીરયુવકને સદાને માટે ગુમાવી બેસત અને વાંચન રસનું પુરૂં પાન કરવાને પણ ભાગ્યશાળી થાત નહિ. યુવકે થોડીકવાર શાંતિમાં ગાળી, પછી ફરીથી તેણે ચાલવા માંડયું, ચાલતાં ચાલતાં તેણે પોતાના મન સાથે સેંકડો

કરતાં વધુ તરંગી ઘોડાને દોડાવી નાંખ્યા, તેના મનતરંગી ઘોડામાં વધુ બળવત્તર તરંગ તો એજ દોડાદોડ કરતો હતો કે "આ શું ? આ મહાન પહાડોની ફાટ એકજ ધડાકે સંધાઈ ગઇ ! શું આ સર્વ કૃત્રિમતા છે કે તિલેસ્મતિક આવા મોટા પર્વતો શી રીતે ખસ્યા !" એ ધુનમાં ને ધુનમાં તેણે ચાલ્યાજ કર્યું, લગભગ તે ત્રણેક માઈલ સુધી એક સરખો પરંતુ ધીમે ધીમે ચાલ્યો, ત્યારબાદ તે એક સપાટ મેદાનપર આવી પહોંચ્યો, જ્યારે તેણે ગગનપ્રતિ પોતાની ઉન્મુખ દ્રષ્ટિ કરી, તો તેને ચોક્કસ ખાત્રી થઇ કે, આ પહાડો જમીનની સપાટીથી લગભગ સાતસો આઠસો ફુટ ઉંચા છે, ત્યારેજ તેણે પોતાના મન સાથે અનુમાન કર્યું કે હું એક ગુપ્તભેદ-મય ભોંયરામાં ઉતરી પડયો છું. ( જેને તે યુવક પાતાલ સમજવા લાગ્યો. ) આ સપાટ જમીનનો માર્ગ હર-હમેશ વપરાસમાં આવતો હોય તેવો સાફ લાગતો હતો. યુવક સપાટ જમીનપર જ્યારે આવ્યો ત્યારે મળસ્કું થઈ ગયું હતું. તેથી તે યુવકે થોડો વખત આરામ લેવા માટે એક સ્થળ શોધવાનું યોગ્ય ધારીને વળી તે આગળ ચાલ્યો તો તેની દ્રષ્ટિએ પોતાની ડાબી બાજુએ એક નાનો પણ સુરમ્ય બાગ નજરે પડયો એજપળે યુવક તે તરફ

વળ્યો, આ બાગ પાસે આવતાં બાગમાં પેસવાને માટે તરૂણ બાગનું મુખદ્વાર જોવાને લલચાયો, અને જોતજોતામાં બાગની અંદર પેસવાનો એક ત્રીકોણાકારવાળો પથ્થરી દરવાજો તેણે જોયો દરવાજાના બન્ને દ્વારપર બબ્બે પુતળીઓ તરૂણની નજરે પડી, આ પુતળીઓએ એક બીજાનું હસ્તમિલન એવી તો ખુબીથી કરેલું હતું કે આ દરવાજાને કડીની લેષપણ આવશ્યકતા નહોતી; તે હસ્ત એક બીજાથી છુટો થાય તો દરવાજો ઉઘડે તેમ હતું. તરૂણે પ્રથમ તો ઘણાં ફાંફાં માર્યાં પણ જ્યારે તે દરવાજો ઉઘડયો નહિ ત્યારે તે બબડયોઃ– “આનું કારણ શું? દરવાજાને તાળું તો મારેલું જણાતું નથી, ફકત હાથજ મેળવેલા દુર કરવા જોઇએ.” યુવક લગભગ અર્ધા કલાક સુધી તો વિચારના વમળમાં વિંટળાયો પરંતુ તેને દરવાજો ઉઘાડવાની કળ હાથ લાગી નહિ. અંતે તે થાકી ગયો અને જમણી બાજુએ થોડી જમીન સાફ કરી ત્યાં થોડીકવાર બેઠો. તેણે બેઠા બેઠા બાગની અંદરની રમ્યતાનું અવલોકન કરવા માંડયું પરંતુ જ્યારે તેની નજરે જે બાજુએ તે બેઠો હતો તે બાજુની અંદર દરવાજાની સળંગમાંજ એક નાનું લીંબુ જેવડું છીદ્ર જણાયું અને તે છીદ્રમાં એક નાની ચાંપ જણાઈ આવી તે પળેજ તરૂણે અનુમાન

કર્યું કે આ નાની ચાંપથીજ દરવાજો ઉઘડતો હશે એમ ધારી ને તેણે પોતાનો એક હાથ દરવાજામાં નાંખીને તે ચાંપ જરા જોર કરીને દબાવી, તેજપળે દરવાજાપરની બન્ને પરીઓનું હસ્તમિલન દુર થયું અને દરવાજો ઉઘડી ગયો. તરૂણે તુરતજ તેમાં પ્રવેશ કર્યો, આ બાગમાં પ્રવેશતાંવાર તરૂણની બારીક નજર દરેક ચીજપર પડવા લાગી. બાગની અંદર અનેક જાતની કુમળી કુમળી પુષ્પલતાઓ એવી તો ઝઝુમી રહેલી દ્રષ્ટિગોચર થતી હતી કે બાગની અંદર દાખલ થનારને અભિવંદન કરવાને તલ્પી રહેલી હોયની! તેમ પુષ્પલતાઓ નીચી નમી પડી હતી, વળી મોગરો, જાઈ, જુઈ, ગુલાબ, ચંપો, ચંબેલી વગેરે અનેક સુગંધિક પુષ્પોથી આ બાગ ખરેખર એક રમણીય ઉદ્યાનથી પરિમળિત થઈ રહયો હતો, બાગમાં આવનારને માટે આરામસ્થાનકો છ છ ફીટનાં લાંબા મશરૂની ગાદીથી જડી દીધેલાં મુકવામાં આવ્યાં હતાં, તેમજ બાગમાં આંબા, મહુડા, પીપળા, સીમડા, લીમડા વગેરે તરેહ તરેહ જાતનાં મોટા વૃક્ષોનાં ગુંજથી ગુંજ ઉગેલાં હતાં, બાગની મધ્યમાં આરસની ચિત્રવિચિત્ર લાદીઓથી જડેલું સર્વોત્કર્ષ ફરતું એક નૃત્યસ્થાન અથવા તો સંગીતસ્થાન હતું. આ સ્થાનમાં આરસની કારીગીરી-

વાળી ફરતી સોળ બેઠકો અને તેની વચમાં; એક અગ્ર-ભાગની બેઠક બનાવેલી હતી. આ બેઠક પણ સુંદર ઉમદા આરસના પથ્થરમાંથી બનાવેલી હતી, તે ઉપરોક્ત સોળ બેઠકના આકારની નહોતી પરંતુ મનુષ્ય ઘણી સારી રીતે આરામ લઈ શકે તેવી ઉત્તમ રીતે લાંબી કોતરવામાં આવી હતી. લાંબી હોવા છતાં પણ તેમાં ફકત એકજ માણસ બેશી શકતું, બાગની ડાબી બાજુએ એક નવખુણી કઠેરાવાળો ફુવારો હતો અને તેમાંથી થતા ધારાપાતથીજ સર્વ સ્થળનાં ઝાડોને પાણી એક સરખું નિરંતર મળ્યાજ કરતું હતું. હજુ પણ તેમાંથી પાણી પાળ બાંધેલી નહેરવાટે પ્રસરતું જણાય છે. આ સઘળી કૃત્રિમતાની પૂર્ણ લીલા જોતો આપણો તરૂણ કુદરતની લીલા સાથે આ બાગની સરખામણીમાં તલ્લીન બની ગયેલો હતો. પરંતુ સ્વભાવિક દ્રષ્ટિએ જોઇશું તો કૃત્રિમતા તે કૃત્રિમતાજ અને પ્રકૃતિ તેજ કુદરત તેમાં લેષ પણ આશંકા જેવું હતુંજ નહિ.

તરૂણ ફરતો ફરતો આ કૃત્રિમતાવાળા બાગનું નિરિક્ષણ કરતો ત્યાં પડેલી આરામ બેઠકપર એક દિર્ઘ નિશ્વાસ નાખીને બેઠો. પરંતુ આ " **ભયંકર વેરાનમાં સ્વર્ગીયભાન** "માં તન્નમય બની ગયો, કે મૃત્યુલોકનું

સ્વર્ગ જો હોય તો આજ છે. અને તેજ તન્નમયતામાં તેના મુખદ્વારથી એકાએક નીકળી ગયું કે:—

અગર ફીરદોસ બર રૂએ ઝમીન અસ્ત,
હમીન અસ્તો હમીન અસ્તો હમીન અસ્ત.

ઉપરોક્ત કડીની ધુનમાંને ધુનમાં તે મૌન રહ્યો. કેટલીક પળોબાદ આપણા આ વીર સહાસિક યુવક લાંબા પંથના પ્રયાણને લીધે નિદ્રાધિન થઈ ગયો. પ્રાતઃકાળની ઠંડી, મીઠી, વાયુ લ્હેરો આં શુરવીર યુવકપર મંદમંદ પણે ફુંકાવા લાગી, તેજ સુંદર હવામાં પ્રિય વાંચક, તે સુખે આરામ લે તે માટે શ્રી પ્રભુ પ્રત્યે પ્રાર્થના કર.



# પ્રકરણ ૭ મું.

## પડી ટેવ તે તો ટળે કેમ ટાળી.





"અરે નીચ! નરાધમ! કાપુરૂષ! તું નાસીને આ શેરસિંહના પંઝામાંથી છટકી ગયો છે, પરંતુ યાદ રાખજે કે તારૂં મોત મારા હાથેજ નિર્માણ થઇ ચુક્યું છે. હું કોણ? શેરસિંહ! મારૂં નામ સાંભળતાંજ શત્રુઓ કંપી ઉઠે છે. તેં હજુ મારા હાથ જોયા નથી પણ હવે તે વખત નજીક આવે છે. મારા જીવનની કીમત, મારૂં સુખ, મારી દોલત, જે કહું તે સઘળું તારૂં ખુન કરવામાંજ સમાયેલું છે. જ્યારે તારૂં રક્ત મારી છુરી, તેજસ્વી પાણીદાર સમશેર પીશે, ત્યારેજ મને શાન્તિ, શાન્તિ અને પરમશાન્તિ થશે. તેં મારૂં સર્વ બગાડ્યું છે. મારી ખીલતી આશાને ચુર્ણવિચુર્ણ કરી નાખી છે. મારી પુત્રીને નસાડી મુકનાર પાપીયા જગમલ, હાય! હું શું કરૂં? નામર્દ, આમ કાયર થઇને છુપાઇ ક્યાં ગયો? વળી રંભાદેવીને મુક્ત કરનાર દુષ્ટ તારા રાઇ રાઇ

જેટલા કટકા કરીશ અને તારૂં માંસ જંગલના ઘાતકી પ્રાણીઓને ખવડાવીને તેમનો આત્મા શાંત કરીશ, ત્યારેજ મારૂં ઉદ્‌વિગ્ન હૃદય શાંત થશે. મારી હાકથી સમગ્ર ધરા ધ્રુજે છે."

ઉપરોક્ત પિશાચી વાકયો વિલાસપુરના **ભુતિયા મહેલના** ભવ્ય દિવાવખાનામાં એક આરામ ખુરસીપર બેસીને અમાનુષિક કૃતિભરિત રાક્ષસરૂપ વિક્રાળ શેરસિંહ બોલી રહ્યો છે. તેની પાસે પ્રધાન મૂર્ખદત્ત અને સૈન્યાધ્યક્ષ વીરનંદન બેઠેલા છે. વાંચકવૃંદ, કદિ તમને આ શેરસિંહ માટે શંકા ઉપસ્થિત થતી હશે કે તેની આ કાળી કાર્કીર્દિ માટે તેનો પ્રશ્ચાતાપ થયેલો છે અને વળી આ શું ? તો તેમાં લેષપણ અચુકત નથી કે "પડી ટેવ તે તો ટળે કેમ ટાળી" એ કહેવત અનુસાર આ સૃષ્ટિનો ક્રમ છે. એટલે તેને કોઇ પણ મીથ્યા કરી શકતું નથી. જે વ્યકિતનું પ્રથમ વર્તન જેવું ચાલ્યું આવે છે તે વર્તન સારૂં કે ખોટું હોય પરંતુ તેની સજ્જડ છાપ વર્તનકારના હૃદયમાં છપાયેલી હોય છે. તે કદાપિ નીકળી શકતી નથી, તે પ્રમાણે આ આપણા દુષ્ટાચારી, નરાધમ શેરસિંહની વર્તણુંકમાં લેષપણ ફેરફાર થયો નહોતો, બલકે પ્રતિદિન તેનાં દરેક દુષ્ટકર્મોમાં વૃદ્ધિ

થતી હતી. તેનું મુખ્ય કારણ બહુધા તેના અનુસંગીઓ યાને પાસવાનો હતા. તેવા એકરંગી પાસવાનોની અસર કેમે કરી નિકળી શકતી નથી. કદિ જો તે ભાગ્યવશાત્ દુષ્ટ કર્માચારીના ભાગ્યની પ્રબળ સત્તાએ તેવા ક્રુર કૃત્યો કરતા અટકવાની અણીપર આવી જાય છે, તો તેવા અંતિમ સમયે તેના અનુસંગીઓ તેને નિર્માલ્ય, કા'પુરૂષ નામર્દ, એવાં ઘણાં ઘણાં નિષ્ઠુર અને બિભત્સિક અલંકારના વિશેષણોથી તેના ફરી બેઠેલા ભાગ્યચક્રને ઉંધે રસ્તે ફેરવી નાખે છે. ટુંકમાં તેની બદલાતી વિચારશ્રેણીપર કારમું કરવત ચલાવી વિંધી નાખીને તેને નવો જુસ્સો, નવી ભાવના તેના પ્રત્યે બતાવે છે. તેના મુળની નાપાયાદાર વર્તણુંકને મજબુત કરે છે. તેજ પ્રમાણે આજે દુષ્ટ, કામાન્ધ શેરસિંહનું થયું છે. તેના સંબંધમાં આપણે પાપના પ્રશ્ચાતાપવાળું પ્રકરણ વાંચી ગયા અને શેરસિંહનો હૃદયદ્રાવિક વિલાપ, પુત્ર, પુત્રી અને પુત્રવધુ માટેનો હુદ્દબહારનો પ્રશ્ચાતાપ જોયો, ખરેજ તે વખતે તેના પાસવાન તરીકે ફકત મહારાણી ધીરજકુંવર સિવાય તેની પાસે કોઈજ નહોતું એટલે તેને બળતામાં ઘી હોમનાર તેના કામી સાથીદ્દારો, સ્વાર્થી મિત્રો અને ઉપલંભી દગાબાજ દરબારીઓ હાજર નહોતા, તેથી તેના પાપનો પશ્ચાતાપ

ખરેખર દિલને ડોલાવનાર હતો. પ્રત્યેકને એમજ ખાત્રી થઈ ગઈ હતી કે શેરસિંહના વર્તનનું પરિવર્તન થયું અને તેની સાથે તેના પુત્ર પુત્રી અને પુત્રવધુનું પણ ભાગ્યચક્ર ફરી ગયું, પરંતુ જ્યારે શેરસિંહે પોતાના પાસવાનો કે જેમાં પ્રધાન મુર્ખદત્ત મુખ્ય હતો અને બીજા બે ચાર હજુરીઆ હતા. તેઓ પ્રતિ પોતાના પાપનો પ્રશ્ચાતાપ પ્રકટ કર્યો, ત્યારે આ પરિવર્તીત થયેલા શેરસિંહના ભેજાંને તેઓએ હા, હા, અને ઠઠ્ઠા મશ્કરી કરીને હસી કાઢયું, આથી શેરસિંહ તદ્દન શરમીંદો બની ગયો, તેઓની સલાહ મુજબ ચાલવાનો એકરાર કરતાં પ્રધાન પ્રત્યે બોલ્યો:—

"મારે હવે શું કરવું. કેમ વર્તવું, રંભાને કઇ રીતે મેળવવી, દેશદ્રોહી જગમલને કયાંથી શોધી કાઢવો, કુંવર રણમલ જીવતો હશે તો પછી તેનું શું કરવું? તે મને સમજાવો. મારી સઘળી અક્કલ બુઠ્ઠી થઇ ગઈ છે. તમે મને જે રસ્તો બતાવશો તે મારે માટે, મારા રાજ્યને યોગ્ય અને સુલક્ષ્યજ હશે તો કહો, પ્રધાનજી આપની શું સંમતિ છે?"

"મહારાજ, આપને કોઈપણ પ્રકારે ચિંતા કરવાની આવશ્યકતા નથી. તે દરેક પ્રકારનો કુલભાર આ સેવક

પોતાના શીરે વ્હોરી લેવા માટે તૈયાર છે. શામાટે આપને આવી ક્ષુલક ચિંતાની ચિતામાં રાતદિન બળ્યા કરવું જોઇએ? આપ અમારા અન્નદાતા છો, આપ સર્વ વાતે સત્તાધારી છો, આપનું બોલવું એજ અમારૂં કાર્ય છે. આ.પ ફીકરહિણ્યતાથી દિવસો આનંદમાં ગાળો. જુઓ મારી સલાહમાં તો એમ આવે છે કે, મેં **સરદાર જગમલ** માટે શોધ ચલાવી છે, ધારવા પ્રમાણે હવે જરૂર મારાં મોકલેલાં માણસો આવવાં જોઇએ, આજ નહિ તો કાલે, અગર બે પાંચ કે વીશ પચીસ દિવસે યા બે ત્રણ મહીનાની અંદર **જગમલ્લ**ની શોધ બદ્દલના શુભ સમાચાર મળી જશે. **રાજનંદિની વિલાસિની** માટે હું બનતું કરેજ જાઉં છું. એ બન્ને નાસીને ક્યાં જવાનાં છે? ખરેખર તેઓ આપણા રાજ્યદ્રોહી છે, તે ગુન્હેગાર છે. ભલે પુત્રી કે પુત્ર કેમ નથી હોતો પરંતુ કાયદો થોડોજ કાંઈ કે.ઈથી ઇલાયદો છે. તે તો સઘળાને સરખી રીતે લાગુ પાડી શકાય છે એટલે જેવી તે લોકોની માહિતી આપણને મળે કે તુરત તેઓપર આપણે પુરજોરથી આક્રમણ કરીને તેઓને આપણાં કેદી બનાવીશું. પછી જેમ આપને યોગ્ય લાગે તેમ ગુન્હેગારને શિક્ષા કરવી. વળી **રંભાદેવી** માટે મારો મત જાણવા માગો છો, તો હું મારી જીંદગીના કસમ

ખાઇને કહું છું કે આપ જરૂર **રંભાદેવીને** પરણીને સુખ ભોગવવાનાંજ. કારણ કે હજુસુધી **કુંવર રણમલનો** પત્તો છેજ નહિ. હવે તેનો પત્તો લાગે તે સ્વપ્ને પણ ખ્યાલ કરવો નહિ. તેમ છતાં જો કદિ હજુસુધી તે જીવતો રહયો હોય તો આપણા રાજ્યનો તે હક્કદાર થવાને લાયક નથી, કારણ કે તે રખડેલ ભીખારી સમાન બની ગયેલો હોવો જોઇએ અને તેથી આપના પુત્ર તરીકેનો દાવો તે કદિ-પણ કરી શકતો નથી પરંતુ એજ ભારી શંકા રાખવામાં આવે છે કે તે આટલી લાંબી મુદત સુધી જીવતો રહયો હશે કેમ? તે તો જરૂર કોઇ સિંહ, વાઘ, વરૂ આદિ હિંસક પ્રાણીનો ભોગ થઇ ગયો હસેજ." **પ્રધાન મુર્ખદત્ત** આગળ કંઇક બોલવા જતો હતો ત્યાં એકાએક **સૈન્યાપતિ વીરનંદને** મહારાણાને નમન કરતાં કહ્યું:—

"મહારાણા, આપની બુદ્ધિ ઘડપણને લઇને ઝેહેર મારી ગઇ છે. **પ્રધાન મુર્ખદત્ત** કેવળ પોતાની સ્વાર્થપરાયણતાને અમલમાં મુકવા ધારે છે. જેનું તે નિમક ખાય છે તેને એક અજ્ઞાનકારી અંધારા કુઆમાં ધકેલી દેવાની પ્રબળેચ્છા દર્શાવે છે, પરંતુ મારા વ્હાલા મહારાણા, આપ એટલો તો ખ્યાલ

કરો કે આપની આવી અનેક કામાન્ધવૃતિ કેટલે દરજ્જે બર આવી છે, તેમાં આપ કઇ રીતે ફાવી શકયા છો? પરંતુ સત્ય અને પવિત્ર ફરજોથી આપ તદ્દન બહિષ્કાર થયા છો. જે પુત્રવધુને આપે પોતાની પુત્રી સમાન માની તેની સાથેનું વર્તન કેવી રીતનું હોવું જોઇએ તે અને કુમાર સાથે પણ આપે એક પિતા તરીકેની પ્રત્યેક પવિત્ર અને સદ્દભાવનામય ફરજને કેવી રીતે અદા કરવી જોઇએ તેવી પવિત્ર ફરજોને આપ જ્ઞાનહિણ ગરજના અંધકારના આગારમાં ગોથું ખાઇને ભુલી ગયા છો. અરે નહિ! એક ભારતિય વીરભૂષણ તરીકે નિવડવાને બદલે ભારતિય ચાંડાલિક દુષણ ગ્રહિને ખરેખર આપે ક્ષત્રિયકુળને યુગાંતરે પણ નહિ ભૂસાય તેવું એક મહાન શ્યામરંગની પૂર્ણ સહાયતાયુકત કલંક લગાડયું છે. મહારાણા હું તો એક આપનો પામર, ક્ષુદ્ર, નોકર છું, છતાં મારે હિમ્મતથી કહેવું જોઇએ કે આપ જેવા નરાધમો આવી પાપિકવૃતિ ધારણ કરી રહ્યા છે, તેવાઓને બને તેટલી ત્વરિતતાથી પૃથ્વીદેવી પોતાના ગર્ભમાં એકદમ ઓગાળી નાખે કે જેથી આપની નીચતા અને અધમતા કંઇક અંશે પ્રત્યક્ષપણાની ખાત્રી આપી રહી છે તે એક તિમિરતામાં ઢંકાઇ

જાય અને અન્ય જનો આપના જેવું કાળું ઘોરકર્મ કરતાં અટકે." વીરનંદને પોતાનું બોલવું બંધ કર્યું.

"મહારાણા, જોયું, જેનું અન્ન ખાઇને અત્યારે સૈન્યાપતિ જેવો માનવંત હોદ્દો ભોગવવા શક્તિમાન થયો છે, તે પોતાના એક પાલણહારને કેવી રીતે ઉતારી પાડે છે, તેનો પ્રત્યક્ષ દાખલો આપની સમીપ હાજર છે. હવે આપજ વિચાર કરો કે સ્વાર્થપરાયણતા અને નિમકહરામી કોનામાં છે!" **મુર્ખદત્તે, મહારાણા શેરસિંહને** પોતાની વાણીરૂપ યંત્રથી નચાવ્યો.

"અરે **વીરનંદન!** ખરેખર તમને મેં માનપાનમાં રાખી મહાન પદવીપર ચઢાવ્યા તો તેના બદલારૂપે આજ ફળ, જરા વિચારો, આમ આકળા શામાટે બનો છો? તમે તમારા નોકર ધર્મથી પરાસ્ત ન થાઓ. નોકરનો ધર્મ શું છે? તેનાથી તમે તદ્દન અજ્ઞાત છો, પોતાના માલીકની ઈચ્છા તેજ નોકરનું ખરૂં કાર્ય છે. મારે તમારાં ડહાપણભર્યાં સોનેરી શબ્દોની કંઇપણ આવશ્યકતા નથી. તમે અત્યારે અત્રેથી પલાયન થઈ જાઓ, વખતપર બોલાવીશ, તમે મારો ઉમંગ ભંગ કર્યો છે. મારો ઉત્સાહ ઉલટાવી નાખ્યો છે.

તોપણ તમારા હોદ્દાની જવાબદારીથી અને આટલા દિવસના ગાઢ પરિચય તરફ દ્રષ્ટિ કરતાં હમણાંજ હું તમને આ દિવાનખાનું છોડી જવાનું ફરમાન કરૂં છું, તે ફરમાનને માન આપી ત્વરિત અમલમાં પરિણિત કરો.” મહારાણાએ કંઇક ઉગ્રતાથી સુચવ્યું.

“નામદાર, આપનું દરેક પ્રકારનું બોલવું ખરેખર કાયદાથી અને ખાસ કરીને ઈશ્વરી ફરજથી તદ્દન ઉલટું છે. આપે ન્યાયનો પરિપૂર્ણ અભ્યાસ કર્યો હોય તેમ આપની હાલની સ્થિતિપરથી યત્કિંચિત જણાતું નથી. આપ કામવાસનામાં લંપટ લટ્ટુ બની ગયા છો, આપનામાં બુદ્ધિનો અવરોધ થયેલો જણાય છે, ટુંકમાં આપને ફકત એકેન્દ્રિયનુંજ જ્ઞાન છે, તે પણ કામેન્દ્રિય છે, એટલે આપ એક નરકના દુર્ગંધી કીડા થઈ ગયા છો. મારી પાસે આપને સંબોધવાને નિચામાંનીચો કોઈ શબ્દજ નથી, આપ તદ્દન જ્ઞાનશુન્ય દીસો છો. ભગિની, દીકરી અને પુત્રવધુ તેમજ પરદારાથી કેમ વર્તવું તેનાથી આપ તદ્દન અજ્ઞાત છો. એનું મુખ્યકારણ આ નીચ, પાપી, દુષ્ટાત્મા **સુર્ખદત્ત** છે. તેણેજ પોતાના માલીકને અજ્ઞાની આગારમાં કેદ કરી દીધા છે. જેથી

મારો ઉપદેશ કેવળ નિર્માલ્ય યાને નિઃરસ લાગશેજ." **વીરનંદન** એટલું બોલી અટકી પડયો.

"મહારાજ, જુઓ, જુઓ! આપને કેવાં મીઠા મીઠા પણ કલેજું પાર કરી દે તેવા વાણીબાણથી વીંધી અંતે મારાપર પોતાની નિમકહરામી જાહેર કરે છે." **મુર્ખદત્તે** **વીરનંદન**ની તરફ પોતાની ક્રોધિત દ્રષ્ટિ નાખતાં કહ્યું. "ઠીક, **વીરનંદન**! ઠીક છે, તમારૂં બોલવું હું સહન કરી શકતો નથી પરંતુ લાચાર છું કે મહારાણાની આજ્ઞાનીજ રાહ જોઉં છું." આ વખતે **મુર્ખદત્તે** મહારાણા તરફ પોતાની નાજુક પણ કારમી તિક્ષણ ચક્ષુઓ ફેરવી.

**વીરનંદને** અટહાસ્ય કરતાં પ્રધાનને જણાવ્યું:—

જોયા મેં તારા જેવા કંઇક બહુ બોલા માનવી,
આ વીર હરને આજ તારે મૃત્યુજ દશા જાગવી.

શું! તું મને તારા જેવો કાયર સમજે છે! નહિ! નહિ! ઓ **મુર્ખદત્ત**! ખરેખર તું ભુલે છે, તું કા'પુરૂષ હોવાનું કારણ એજ છે કે તું સ્વાર્થે સાધુ છે, તેવો હું નથી, તારી અતિ-

મેચ્છા તો હું જાણું છું, પરંતુ તારી નીચ ભાવના કદિપણ ફળિભુત થનાર નથી, તે ખચ્ચિત યાદ રાખજે."

"**વીરનંદન**! એ વકરાયલા **વીરનંદન**! તું આ કોની સમક્ષ બોલે છે? તું સમજે છે કે મારા નેકનામી પ્રધાનનું અપમાન કરવામાં તને શું ખમવું પડશે!" મહારાણાએ **વીનંદનને** તુચ્છકારી કાઢતાં કહ્યું.

"મહારાજાધિરાજ, હું સારી રીતે જાણું છું કે તે પાપી આપને દુષ્ટબુદ્ધિની ઉંડી ખાઇમાં ધકેલી દેનાર એક નીચ, નરાધમ, ગર્ધવ છે. હવે મારી ખાત્રી થઇ છે કે આપના અંગપ્રત્યાંગમાં વિષયનું વિષમવિષ પ્રસરી ગયું છે. પણ મારા આ વચનો યાદ રાખજો કે આપને આપની ગેરવર્તણુકનું પુરૂંફળ ચાખવું પડશે. આપે પોતાની અક્કલ ગીરવી મુકી છે અને પ્રધાનની અક્કલનું બકલ ચઢાવ્યું છે. તેના સબબે આપ પોતાની પવિત્ર, ધાર્મીક ફરજોથી વિમુખ બન્યા છો અને સૃષ્ટિમાં એક નાલાયક થઇને આપે વીરક્ષત્રાણિ માતાની કુખને લજાવી છે." **વીરનંદન** નીડરપણે ધારાપાતના પ્રવાહ માફક આગળ બોલતો હતો પરંતુ શેરસિંહે વચ્ચમાંજ પો-

તાના જુસ્સાને ઉછાળ્યો. "ચુપ કર, નાદાન, તું મને ઓળખે છે ? એક ક્ષણમાં મારો હુકમ થતાં તારા સહસ્ત્રાધિક ટુકડા થઇ જશે. જોઇ આ તલવાર !" શેરસિંહે પોતાની મ્યાન કરેલી તલવારને બહાર કાઢતાં **વીરનંદન**પર ધસારો કર્યો.

"અરે ! ઓ નીચ કુલાંગાર, ભારત દુષણ હેડકા, હું તારા જેવા પાપી કે જે જગતકર્તાના હુકમોનું ખંડન કરનાર છે, તેનાથી ડરી જઇશ ? કદિ નહિ. મને તું ઓળખે છે ?

તું જેવા લક્ષ શેરસિંહનું જીવન મુજ હસ્ત છે,
(તો) તુ જેવા કામાન્ધ નર મુજ શસ્ત્રથી પરાસ્ત છે.

માટે હજુ કહું છું કે કંઈક સમજ, તારા પાપમય હૃદયને થયેલી ભૂલના પશ્ચાતાપના બિંદુઓથી શાંત કર, અગર જેનો તું ગુન્હેગાર છે તે અખંડ પ્રભુની ન્યાયમુર્તિનો સદાને માટે જાપ જપવા આ રાજ્યપાટને તિલાંજલિ આપી ભગવાં વસ્ત્રથી પરાધીન થા, પરંતુ તેની સાથે યાદ રાખજે કે આજકાલના નામધારી સાધુઓનો સદાને માટે ત્યાગ કરજે. નહિ તો સાધુ થઇને પણ તને તારા પાપી પેટને માટે આ

ભવાટવીમાં ભટકવું પડશે, સમજ્યો? અરે વિષયાંધમાં ગોથાં ખાનાર ખચ્ચર! મને હવે વધારે કંઈપણ કહેતાં શરમ આવતી નથી. મારૂં હૃદય તારી દુષ્ટવાસના ઉન્મુલન કરીને તેનું નામ નિશાન પૃથ્વીની પૂરસપાટીપરથી નાબુદ કરવાને તલ્પી રહ્યું છે કારણ કે જો આજ પ્રમાણેની સ્થિતિ વધુ સમય સુધી રહેશે તો ખરેખર આ વિલાસપુરમાં કોણ જાણે શુંએ નવીન અને અલૌકિક ઘટના ઘડાશે? માટે હે નરાધમ! જરા વિચાર કર, સત્યાસત્યના પ્રભાવનું દિગ્દર્શન કર." **વીરનંદને** પણ પોતાની કાર્યકુશળતા પ્રકાશિત કરી.

આવાં અપમાનિત કટુવચન પ્રહારો **શેરસિંહના** હૃદયને કંપાયમાન કરવા લાગ્યાં, તેની ચક્ષુદ્વારાએ ક્રોધાગ્નિના તનખાઓ પલકે પલકે ઉડતા જણાયા. આ વખતે **શેરસિંહની** ભયાનક આકૃતિ એક વિક્રાળ રાક્ષસયુકત પ્રૌઢપાતકી પાપાત્મા સમી દેખાવા લાગી. તેના દિવાનખાનામાં બેઠેલા હલકા હજુરીઆઓએ તેમજ તેના કોઈપણ પાસવાનોએ તેની આવી ભયંકર કાળમુર્તી આજ સુધી કદિપણ જોઇ નહોતી, તેથી તેઓની કાયા પણ આ રક્તમયી ચક્ષુવાળા રાક્ષસી **શેરસિંહથી** થરથર ધ્રુજવા લાગી. **શેરસિંહનું** મસ્તક ગુસ્સાથી ભમવા

લાગ્યું. તે અત્યારે કઈ સ્થિતિમાં ઉપસ્થિત થયો છે તેપણ તેના આ ક્રોધિત હાવભાવથી કોઈ જાણુવા પામ્યા નહિ. તે હુમણાંજ કઇ ઘટનાનો સ્ફોટ કરશે તેપણ કોઇ જાણી શકયા નહિ. સઘળાઓએ તેની આ ભયકારક આકૃતિને કંપતા હૃદયે ફકત એકજ પળ નિહાળી, પછીથી સર્વે કોઇ નીચી મુંડીએ મૌન ધારણુ કરી ગયા. એકાએક **શેરસિંહે** ક્રોધાવેષમાં એક જબરી ઉછાળ મારીને **વીરનંદનની** ગરદન પકડવાની કોશીષ કરી પરંતુ શુરવીર હાસ્ય કરતાં ચાલાકી વાપરી જરા ખસી ગયો. તેને હસ્તો જોઇને **શેરસિંહ** બોલ્યોઃ—

" તજી દે તારો મિથ્યાભિમાની આજ લવારો,
(આ) વીર શેરસિંહને નમ્યા વગર નથી કોઇ આરો"

આથી તો **વીરનંદનની** હાસ્યકૃતિ નિપુણુતાથી ખીલી. તેણુ પણુ તેવોજ પ્રત્યુત્તર વાળ્યોઃ—

" મુકી દે તુજ ગુમાન ક્ષણુ કાજ બાજુએ,
(માત્ર) સત્ય ધર્મની ખાતર તુંજ જીવન નિન્હ સાજું છે."

" બસ, બસ, નાદાન! ગમાંર! હું એકદમ હુકમ કરૂં છું કે અત્રેથી તું ચાલ્યો જા, નહિ તો આજપળે જાનથી બે-

જાન થઇ જઈશ. અહીંયા તારો કોણ છે બેલી? જા, હરામી! એકદમ જા." શેરસિંહનો ગુસ્સો ઉછાળાપર ઉછાળા મારવા લાગ્યો.

**વીરનંદને** વીર હાકમાં જણાવ્યું:—

" છે બેલી સદા શંકર એક નાથ મારો,
તે તુંજ પાપાત્માને છે છુંદનારો.

જ્યાંસુધી આ પવિત્ર હૃદયમાં પવિત્રપણે પરમાત્માની નિર્મળ, નિર્વીકારી મુર્તીની જ્યોત્સના ઝગમગી રહી છે, ત્યાંસુધી તું તો શું, પણ કદિ સમગ્ર દુનિયાના મહાન પરાક્રમી યોદ્ધાઓ આ **વીરનંદનની** સમક્ષ પોતાની કારમી તીક્ષ્ણ અસીના અસંખ્ય પ્રહારો કરે તોપણ મને ભય શું છે! ભય તો માત્ર તારા જેવા વિષયાંધ, ક્ષુદ્ર અને મોહાંધિ મર્કટો માટેજ છે. જો! જો! જરા તારી શ્યામવર્ણી કાયા તરફ જો! તે કેવી ધ્રુજે છે, કંપે છે! જો! આક્રંદી સાગરના જબરા હલેસાંથી તારા હૃદય ના યંત્રો ડગમગે છે. જરા શાંન્ત થઇને વિચાર કર કે, કેટલાકો આ વિષમય વિષયદેવીના ખપ્પરમાં ખપી ગયા છે, પૂર્વના ઇતિહાસો જો! દુષ્ટબૂદ્ધિના મોહાંધ અંધ

પુત્ર દુર્યોધને "ભારતિય વીરમાતા દ્રૌપદિ પ્રત્યે લંપટ લાલસાની ઇચ્છાથી પોતાનું કૌરવકુળને સતિમાતાના ખપ્પરમાં ખપાવી દીધું. મહાબલીષ્ટ રાજા રાવણ કે, જેની પ્રબળ સત્તાથી ઇંદ્ર અને બ્રહ્મા સરખા મહાવીરો જ્યાં નમેલા હુતા તેવું અત્યારસુધી આપણે સાંભળીએ છીએ. તેવા અખુટ બળવાલા રાવણે મહાસતિ સીતાજી તરફ મોહીત થઇને તે મહાદેવીનું હુરણ કર્યું, જેના ભયંકર પરિણામમાં રાવણના દશ મસ્તક રણસંગ્રામમાં રગદોળાઈ ગયાં, તેવીજ રીતે સતિ દમયંતિ પ્રત્યે કળીરાજા પણ કામાંધ કીડો બનેલો હુતો તે પણ આખરે બળીને ભષ્મ થઈ જઇ તેની વિભૂતિ આજે જગત પર પથરાઇ ગઈ છે. તો તારી તો શુંએ દુર્ગતિ થશે? માટે સમજ, સમજ! ઓ અવિચારી દુષ્ટ! સમજ." **વીરનંદને** સત્યપરાયણતાને અવલંબીને કામાંધિ કૃતિનો સ્ફોટ કર્યો.

"અરે શયતાન! તું આ કોની સામે બોલે છે! તેનો કંઈ ખ્યાલ તારા દીમાકી મગજમાં કર્યો છે? હુવે જો વધુ એક પણ શબ્દોચ્ચાર થયો છે તો, તેજક્ષણે આ સમશેરથી તારા પ્રાણ પેલી જહાનમાં વિદાય કરી દઈશ. તું મને કહેનાર કોણ?" **શેરસિંહે** તલવારપર હાથ નાખતાં કહ્યું.

મહારાજ, હું તેજ કહેનાર છું અને હું તેનીજ સાથે વાત કરી રહયો છું કે, જેને પોતાનું હિત વિષયવાસનારૂપી ધગધગતા અંગારમાં હોમી દીધું છે, તે બુદ્ધિહિણ બળદ અને આખી દુનિયામાં જે નિચાધિકમાંના ક્ષુદ્ર જેવા પાપીષ્ટ અને બુદ્ધિહિણને શયતાન જાણી, તેને મારા હૃદયમાં રહેલી પરમાત્માની સત્ય, પવિત્ર, જ્ઞાનરૂપ ઝગમગતી દિવ્ય તલવારથી નિર્મુળ કરવા માટે હું તેની સન્મુખ નિડરપણે ઉભો છું, છતાં હજુ તારી અજ્ઞાનમય વાસના જડ ઘાલીને બેઠેલી છે તેને મારા કહેવાની કંઈપણ અસર સરખી થતી નથી, એજ એમ સુચન કરાવે છે કે, "**વિનાશકાળે વિપરિત બુદ્ધિ.**" **વીરનંદને** કંઈક રાહત લીધી.

"પ્રધાનજી, બસ, હવે મારો ક્રોધ એકદમ મહાસાગરના જોશબંધ મોજા માફક મારા હૃદયમાં ઉછાળા મારી રહયો છે, માટે હાલનેહાલ આ નિમકહરામ, સૈન્યાનાયકનો મુકટ છીનવી લ્યો. તેને પકડીને એક કટ્ટા રાજદ્રોહી તરીકે કેદ કરો."

તેજપળે **શેરસિંહનો** હુકમ સર્વેએ શીરોમાન્ય કર્યો, પરંતુ આ બ્હાદુર સત્યપરાયણતામાં અગ્રગણ્ય સૈન્યાપતિએ

પોતાની મેળેજ મુકટ ફેંકી દીધો અને પોતાની અસીદેવીનું આરાધન કરતો ઉભો, આવું વિચિત્ર ચિત્ર જોઇને પ્રધાન **સુર્ખદત્ત** વિસ્મયતાથી તેની તરફ દ્રષ્ટિ કરી બોલ્યો:—

"સૈન્યાપતિજી, હવે આપની બ્હાદુરી ખીસ્સામાં રાખી ચાલતા થાઓ, જો કે મહારાજાએ આપને પકડીને કેદ કરવાનું ફરમાન કર્યું છે, છતાં આપના અને મારા હોદ્દાની સરખામણીમાં મને કંઇક આપનાપર પુજ્યભાવ ઉત્પન થાય છે તો, હવે આપ સીધા ગૃહપ્રતિ સીધાવો."

"ઓ નીચ, દુષ્ટાત્મા! તું શું એમ સમજે છે કે આ કુટીલ રાજ્યાધિકારીને એક રમકડાવત્ બનાવી તારી પાપમય જાળમાં રમાડે છે, તેમ મને કરવા ઇચ્છે છે? તું સમજી લેજે કે આજેજ તારૂં મોત મારા હાથથી થનાર છે તારી જીવનદોરી તોડવાનુંજ તું મને આમ ફરમાન કરે છે." સૈન્યાપતિ આગળ બોલવા જતો હતો ત્યાં તો મહારાણા **શેરસિંહ** એક શયતાનની માફક પોતાના આસનેથી ઉઠીને **વીરનંદન**પર તલવાર ઉગામતાં બોલ્યો:—

"ઓ બેજાની બેવકુફ! કા'પુરૂષ! ચાલ બતાવ તારૂં

શુરત્વ, જોઉં છું કે આજે તું આ વીર **શેરસિંહથી** ક્યાં છટકી જાય છે ?"

"મહારાણા, મને માફ કરજો કે હવે મારે આપનાપર આક્રમણ કરવાની જબરદસ્તીથી ફરજ પડે છે." આટલું બોલતાં બોલતાં તેણે પોતાની તલવાર મ્યાનમાંથી બ્હાર કાઢી ને ઉંચી કરી.

આ વખતે દિવાનખાનામાં યુદ્ધનું નાનું સરખું છમકલું થયું. લગભગ અર્ધો કલાક સુધી બન્ને પક્ષની તલવારની ચકમક ચાલુ રહી. પરંતુ **વીરનંદન** તો ફક્ત **શેરસિંહ**નો આવતો ઘાજ પોતાની તલવારથી બચાવતો હતો. મહારાણો પણ એક પક્કો રણસંગ્રામી વીરનર હતો, છતાં તેનું જોર કામાંધિ બનીને વિષયિક આગારમાં સ્થિર થઈ ગયું હતું. અંતે **શેરસિંહ** થાકી ગયો, એકપણ ઘા **વીરનંદને** પોતાનાપર આવવા દીધો નહિ. ખરેખર, પ્રીયપાઠક, **વીરનંદન**ને શાબાશ, શાબાશના ધ્વનિથી વધાવી લઇને આગળ વધીયે કે હજુ સુધી તેણે પોતાના સ્વામિપર એક ઘા પણ કર્યો નથી અને તેની દિવ્ય મુખમુદ્રાપરથી સ્પષ્ટ જાણાઈ આવે છે કે

પ્રાણાન્તે પણ મહારાણા શેરસિંહ યાને પોતાના અન્નદાતાપર ઘા કરવાની ઇચ્છા સરખી પણ જણાતી નથી. જુઓ, આને પણ સ્વામિભક્તિનો એક પ્રકાર કહેવામાં આવે છે.

મહારાણાને બેહોશ થયેલા જાણીને આ વીર બ્હાદુરે ફકત એટલુંજ કર્યું કે **શેરસિંહ**ના હાથમાંથી તલવાર ઝુંટાવી લીધી અને પોતાની તલવાર પણ ફેંકી દઇને તેમને પોતાના પેચમાં રાખીને કહ્યું:—

"જોર ક્યાં ગયું? તમારો તે દાંભિક દોર ક્યાં ગયો?" એજ વખતે "**વીરનંદનને** પકડો પકડો"ના અવાજો થવાથી તે શુરો બંદનયુકત થયો, તોપણ તેની મુખાકૃતિ નીડર હસ્તી હતી.

"જાઓ, આ ચાંડાલને સખ્ત પહેરા નીચે કેદ કરો" મહારાણાએ "કમજોર અને ગુસ્સા બ્હોત" એ મુજબ હુકમ કર્યો.

સૈન્યાપતિને કેટલાકો કેદ કરી લઇ ગયા.

"પ્રધાનજી આજની દરબાર બરખાસ્ત કરો. શ્રમના

લીધે આજે હું બહાર નીકળી શકીશ નહિ, આવતી કાલે ફરીથી વિચાર સંકલના જોડીશું" એટલું કહીને મહારાણા શેરસિંહે અંતઃપુરમાં પ્રયાણ કર્યું. આ તરફ શંખ શિરોમણી **મુર્ખદત્ત** તથા તેના અનુસંગીઓ હર્ષવિશમાં પોતપોતાના ગૃહપ્રતિ સીધાવ્યા.



# પ્રકરણ ૮ મું.

## વીર યોગીની ગુમ. ?





"બા સાહેબ, જયારથી પેલા વીર તરૂણને લઇ હાથી નાસી ગયો છે, તે દિવસથી આપણી યોગીનીની હાલત પ્રતિદિન અસ્વસ્થ થતી જાય છે, તે મહાદેવીના મુખપર ગ્લાનિએ પોતાનું મજબુત સ્થાન કરી દીધું છે. તે કોઇની સાથે વધુ વાત સરખી પણ કરતાં નથી, વધુમાં તો બે ત્રણ દિવસથી પાઠશાળામાં પણ પધારતાં નથી. ખરેખર મને તો એમજ સમજાયછે કે યોગીનીની દશા જો આવીને આવી વધુ વખત ચાલુ રહેશે તો કંઇક પણ નવા જુની થવાની દુર્ભાવના જણાય છે." મહારાણી નંદકુંવરની પ્રીય સખી અને ભવાનીપુરના પ્રધાન વિશ્વાનંદની ધર્મપત્નિ મલ્લિકાદેવીના ઉકત વાકયો ભવાનીપુરના રાણીવાસવાળા ખંડમાંથી નીકળ્યા.

"પ્રિય મલ્લિકાદેવી, તારૂં કહેવું વાસ્તવિક રીતે ખરૂં છે,

છતાંએ સાધારણ દ્રષ્ટિએ જોઇએ છીએ તો આપણુને કબુલ કરવું પડશે કે જેટલું યોગીનીને દુઃખ થાય છે તેના કરતાં આપણુને પણુ શું તેવા ધર્મવીરરત્ન અને વળી કીશોર વયસ્ક હોવા છતાં શૌર્યતાથી સર્વ ભૂમંડળને પોતાના તેજમાં અંજાયમાન કરનાર, તે તરૂણુ પ્રત્યે માયાળુપણાની અસર કમ થાય તેવી છે ? નહી, બલકે તે યોગેશ્વરી કરતાં હજાર દરજ્જે મને તો તેવા વીરપુત્રો માટે ઘણુંજ લાગે છે, પરંતુ લાચાર છીએ કે જ્યાં પ્રભુની સંકલના ગુહ્ય છે ત્યાં આપણે શું કરી શકીએ તેમ છીએ ? શું બીજા રાજપુત વીરો નથી ? શું તેના એકના જવાથી અથવા તો એકના ગુમ થવાથી બીજાઓ તેવી અમાનુષિક યાને દૈવીબળ ધરાવનારની ખોટ પુરે તેવા નથી ? જ્યારે આ પ્રશ્ન આપણા હૃદયમાં ઉદ્દભવવા પામે છે ત્યારે તે વીર તરૂણુની ખોટ તાત્કાલિક પુરી શકાય તેવી કલ્પના સરખી સંભવતી નથી. આધુનિક આર્યાવૃતમાં સ્થળે સ્થળે જો એવાજ શુરવીરો ઝુમખાબંધ રસ્તાપરથી વટાતા દ્રષ્ટિએ પડે, તો આજે જે ભારતિયદેવીનું દુખાર્દ્ર રૂદન આપણી કર્ણેન્દ્રિયને ભેદી આપણા હૃદયને હચમચાવી રહ્યું છે, તેમાનું કંઇક પણ અંધકારમય ચિત્ર જોવાને આપણા ભારતિય તનુજોને રહેજ

નહિ. સમયરંગ વિચિત્ર ઘટનાથી છવાયેલો છે એટલે તેવા વીર બાહુધર નરોના બદલે આજે જ્યાં ત્યાં રજપુત નામ ફકત નામનુંજ રહેલું જોવામાં આવે છે. પ્રીયસખી, તને હું તે બદલ શું કહું? હાલમાં તે બીનાને પડતી મુક અને તું જઇને યોગેશ્વરીને આપણા મંડળમાં લઇ આવ, તેમના પધારવાથી આપણને કંઈક નવીન સદ્‌બોધ મળશે, તેથી જરૂર તે આપણને મીષ્ટતા પ્રાપ્ત કરાવશે.” રાણીએ જણાવ્યું.

“ પણ આપે હાલના રાજપૂતોની કાર્કીર્દિનું દિગ્દર્શન કરવું બાકી રાખ્યું, તે ઠીક નથી કારણ કે, આતો એક મહાન લાભદાયક વાત છે. આપ આ જમાનાની મહાન ગણાતી વ્યકતિઓનું ચિત્ર જનસમાજ આગળ ખડું કરશો તો ખરેખર જનસમાજના ભાવી કાર્યોને ચૈતન્ય મળશે, એટલુંજ નહિ પરંતુ તે ચૈતન્યતાથી જે પ્રવૃતિઓ થશે તે ચોકસ અને આવકારકદાયક શુભ લેખાશે, એવી મારી માન્યતા છે, પણ બા સાહેબ, જુઓને વિમળા, આમ હાંફળી ફાંફળી આપણી તરફ કેમ આવતી જણાય છે?” મલ્લિકાદેવીએ હાથની ઈશારત કરતાં જાણાવ્યું.

“બા, બા! જુલમ! જુલમ!!” કહી વીમળા અટકી પડી.

"કેમ, એવી કઈ ભયાનક ઘટના બનવા પામી છે ? જલદી કહે, મને વધારે વખત મુંઝવણમાં ન નાંખ." રાણીએ અત્યાતુર વદને પૂછ્યું.

"યોગીની! યોગીની!! યોગીની!!! આટલું બોલતાંમાં તો વિમળાની ચક્ષુઓ અશ્રુથી છલબલ થઇ ગઈ, તોપણ હીમત રાખીને બોલી." ગઇ કાલથી તે ભગવતી, સાધ્વિદેવીનું મંદિર તદ્દન ખુલ્લુંજ છે. આ એક પત્ર તેમના આસનપર પડેલો હતો, તે જુઓ, કોના નામનો છે?" વિમળાએ રાણીના હાથમાં પત્ર મુકતાં જણાવ્યું.

"અહો! તે મહામાયા ભગવતીદેવીએ મારા નામ પરજ કૃપા કરી છે. તેમણે મનેજ પત્ર લખ્યો છે, પત્રપર સરનામું મારા નામનું છે, પરંતુ વિમળા, તેં શાથી જાણ્યું કે ગઇ કાલથી યોગીની નથી?" રાણીએ પત્ર હાથમાં લેતાં કહ્યું.

"હું ગઈ કાલે બપોર પછી આપની પાસે આવવા નીકળી હતી, ત્યાં તો મને રસ્તામાં તે મહાદેવીનું મંદિર, ખુલ્લું જણાયું, મેં વિચાર્યું કે કોઇ દિવસે આ મંદિરનાં દ્વાર

ખુલ્લાં રહેતાં નથી અને આજે આ શું? એજ વિચાર કરતી કરતી હું મંદિરમાં જઇને જોઉં છું તો મને આ પત્ર મળ્યો. હું ત્યાં કેટલો વખત રહી તેની પણ મને શુદ્ધિ રહી નહી. મારા દિલપર સખ્ત આઘાત થયો, તેજ આઘાતના પ્રત્યાઘાતની પ્રબળ સત્તામાં હું ઝંપલાઇ જઇને એકાએક જમીનપર પડી ગઈ. એટલુંજ હું જાણું છું. જ્યારે હું ઉઠી ત્યારે મને બીજી સવારનું ભાન થયું અને જલદી જલદી આપની પાસે આ પત્ર લઇને આવી.” વિમળાએ વિતક વાત સંભળાવી.

“બા સાહેબ, આ પત્રમાં શું લખ્યું છે? તે જાણવા સઘળાઓનાં હૃદયો અત્યાતુર બન્યાં છે, તો કૃપા કરી જણાવો.” પ્રધાનપત્નિ મલ્લિકાદેવીએ પોતાની તીવ્ર જીજ્ઞાસા જણાવી.

પ્રિય દેવી, અધીરી થા નહિ. આ પત્ર નથી પરંતુ સમગ્ર ભારત વર્ષની આર્યમહિલાઓનાં હૃદયરૂપી ક્ષેત્રમાં સદ્‌બોધમય અમૃતરસ સીંચનનો સ્નેહ–મીશ્રિત મધુરાં વચનનો **શુભ સંદેશો** છે, તે શું હું જાહેર નહિ કરીશ? મારાપર પત્ર લખ્યો તેથી શું થયું? મારૂં તો ફકત નામજ છે, છતાં

તે મધુરીમૈયાના સુકોમળ હસ્તથી ચીત્રાયેલું મહા ભાગ્યશાળી છે, એમ કબુલ કર્યા સિવાય ચાલતું નથી. આપણી પવિત્ર અને સાદ્વિદેવીનો સંદેશો ખરેખર દરેક વ્યક્તિને મનન કરવા યોગ્ય થઇને ખાસ સ્ત્રીઓને તો પોતાની આખી જીંદગીનો સદ્વ્યય થવા સાથે એક આદર્શ આર્યમહિલા શી રીતે થવાય અને ભવિષ્યની પ્રજામાં કેવા પ્રકારે અમૃતરસ સીંચન થાય કે જેથી ભારત વર્ષની ઉન્નતિનો, ઉચ્ચાશય પાર પડે, તેનું યશપૂર્ણ સુવર્ણન કરેલું હોવું જોઇએ તે હું તને વાંચી સંભળાવું છું.” રાણી આગળ બોલે તે પહેલાંજ મલ્લિકાદેવીએ વચ્ચમાં જણાવ્યું:—

“બા સાહેબ, આવો બહુમુલ્ય તેમજ આખા ભારતિય સ્ત્રી સમાજને **શુભ સંદેશો** તે યોગીનીએ લખ્યો છે, તેનું યોગ્ય રીતે મનન કરવા સાથે પ્રત્યેક સ્ત્રીના હૃદય પ્રદેશ પર સચોટ અસર થાય અને ગૃહેગૃહે તે મહાદેવીના યશોગાન તેના સદ્બોધામૃતની અપુર્વ લાગણીથી ગવાય તેના માટે આપણે ભવાનીપુરની સ્ત્રીસમાજની એક બેઠક બોલાવીએ ને તેમાં આ પત્ર વંચાય તો આપણી ભલી, વીરજ્ઞ યોગીની-

ના પ્રયાસનું કંઈક સાર્થક થયેલું લેખાશે."

"દેવી, તારી ઈચ્છા ખરેખર સ્તુત્ય છે, માટે આવતી કાલે આપણું મહાન મનાતું **નીમ એકાદશીનું** પવિત્ર પર્વ છે, એટલે સઘળાઓ નિત્યકાર્યથી કંઈક રાહત મેળવી શકશે, જેથી અવસર પણ અમુલ્ય છે તો આવતી કાલે આપણા ગામની પ્રત્યેક ગૃહદિપીકાઓને આપણે નોતરીશું, તે વખતે મહાદેવીનો શુભ સંદેશો સર્વની સમક્ષ વાંચી સંભળાવીશ. પરંતુ તે બધી ગોઠવણ તારે શીર છે."

"બા સાહેબ, તમાં શું? આવાં જનહિત કાર્યમાં કોણ ના પાડે છે? આવાં આવાં જો રોજ કાર્ય આવે તોપણ હું ઘણાજ ઉલ્હાસિત હૃદયે કરવા આતુર બનું તેવી છું. તે બદ્દલની લેષપણ ચિંતા આપને કરવી નહિ. જુઓ, ઘટીકા યંત્રે પણ આપણા શુભકાર્યમાં સાક્ષી પુરી હોય, તેમ અગીઆરના ટકોરા વગાડ્યા. હાલજ હું જાઉં છું અને તેનું કાર્યક્રમ તૈયાર કરૂં છું." આટલું કહીને પ્રધાનપત્નિ પોતાના ગૃહ પ્રતિ વિદાય થઇ. રાણી નંદકુંવર પોતાની માનીતી દાસી વિમળા સાથે નીમ એકાદશીના વ્રતની સામગ્રી તૈયાર

કરવાની ત્રેવડમાં ગુંથાઈ.

પાઠક, તમે પુરૂષ હો, કે સ્ત્રી હો, ગમે તે હો, પરંતુ આવતી કાલે આપણી ‘‘અત્યંશૌધિકા’’ યોગીનીના હૃદયોદ્ગાર જાણવાને ઉત્સુક બનીને શ્રી પ્રભુ પ્રત્યે એજ પ્રાર્થના કરો કે, ‘‘**વીર યોગીની ગુમ**’’ જ્યાં થઈ હોય ત્યાં તે તદ્દન સહીસલામત પોતાનાં ભાવિ કાર્યમાં ફતેહ મેળવે.



# પ્રકરણ ૯ મુ

## સાધુ કે શયતાન. ?





પ્રિય પાઠક, શીવવિલાસને છેક મોડી રાત્રીએ મહાત્મા શ્રી અખંડાનંદજીએ તજી દીધો. તેમનું પ્રયાણ ઘોર રાત્રીમાં જંગલના બિહામણા દ્રષ્યમાં થયું, તે ખરેખર એક દૈવીબળની સત્તા સિવાય રાત્રીની તિમિરતામાં તન્મય બનીને નિર્ભયતાથી ભટકતા, અથડાતા, આડા અવળા રસ્તાઓની વાટમાં પડેલા પથ્થરોથી ઠોકરાતા જવું, એ ગમે તેવા બ્હાદુર લડાયક માટે મુસ્કેલ છે. યોગેન્દ્ર લગભગ શીવવિલાસથી ત્રણેક માઇલ દુર નિકળી ગયા. સ્વામિની દ્રષ્ટિ ચોતરફ ફરતી હતી. ઘણે, લાંબેથી જણાતા જંગલના ડુંગરી પ્રદેશ પરના ઉંચા અને જાડા તાડ વૃક્ષો રાત્રીને વખતે અકથ્ય ભયંકરતામાં સાક્ષી પુરતાં ઉભેલાં હતાં, વચવચમાં ઘુવડનો શબ્દાયમાન કાનને થરકાવીને કંઈક તે ભયાનક દ્રષ્યમાં

વધારો કરતો સંભળાતો હતો, વેરાનનું નિરિક્ષણ કરતાં કરતાં મહાત્મા કદિ ધીમા, તો વળી ઝપાટાબંધ પગ ઉપાડતા, વળી કોઇ કોઇ વખત તો તે કેટલીક પળો સુધી વિચારમાં સ્થિરવત્ ઉભા રહેતા, એવી સ્થિતિમાં શ્રી અખંડાનંદજી ભયકારક માર્ગક્રમણ કરી રહ્યા છે.

* * * * * * *

આ તરફ શીવવિલાસમાં પ્રાતઃકાળિન ભગવાન દિનમણીના સુવર્ણ કિર્ણો બીલોરી કુંડમાં પડીને શીવબાગની નાની મોટી તરૂલતાના પત્રોને પોતાના તેજપ્રભાના બળવડે પીળા રંગે રંગાયમાન કરી દઇને દ્રષ્ટપાતકોના હૃદયને ઘેલું બનાવી દીધું હતું. શીવવિલાસ છેક ઉત્તર દિશાના ગાઢ જંગલી વૃક્ષોના જુથના ટોળાંઓની મધ્યે બાંધવામાં આવ્યું છે. આથી જાણે કે શ્રી સુર્યદેવનો સુવર્ણ પ્રકાશ ઉંચા ઉંચા ઝાડોની છેક ટોચપરથી જળવહનરૂપે એકદમ નીચે ઢળતો, પરંતુ તેને કોઇ પણ સ્થળે જવાનો માર્ગ બંધ થઈ ગયેલો હોય, તેમ સુવર્ણ પ્રકાશ એક ઢગલાના આકારમાં પડેલો હોયની! તેયો શીવવિલાસ દિવ્ય રમણીકતામાં વૃદ્ધિ કરતો જણાતો હતો. એટલો બધો પ્રકાશ થઇ જવા છતાં હજીસુધી શીવ-

વિલાસની એક પણ બારી ઉઘડી નહોતી, કારણ કે ગઈ રાત્રે મહાશીવરાત્રી હતી. તેની ભારે ખુશાલીમાં એ રાત્રીનું ઘણા કોએ જાગરણ કરેલું હતું, તેથી તેઓ છેક મોડી રાત્રીએ આરામ શય્યામાં પોઢેલા હતા. એટલે એક તો ઉજાગરો અને બીજું મુખ્ય કારણ પણ એમ મનાતું હતું કે અરણ્ય પ્રદેશની મીઠી, શાંત નિદ્રા ગમે તેવા ઉપાધિ ક્રોધી અને વ્યાધિઓ વિગેરેને તદ્દન બેફિકર કરનારી આ સંસારી મોહજાળમાંથી નુતન ઓભાસનું પરમ શાન્તિધામ બક્ષનારી વન વાટિકાની મધુરી ઠંડી નિદ્રાજ છે.

હમણાં લગભગ સાતેક વાગ્યાના શુમાર થયો છે. શ્રી શંકરની પ્રાતઃસ્મર્ણીય આરતિ થઈ ગયેલી હતી, શીવસ્ત્રોતાદિનાં ભજનોના રાગડા ભકતો ગાઈ રહ્યા હતા. પ્રત્યેક ભજનના અંતમાં શીવાલયને શીવ ૐ! શં ૐ! કરીને મહાઘંટાનાદથી ગજાવી મુકતા હતા આ વખતે પણ તે શીવ ભકતોનું ભજન ગવાઈ રહ્યું હતું, જેથી ઘંટાનાદ શરૂ થયો, તેના આ મહાનંદી નાદે નિદ્રાવાદીઓને નિદ્રામાંથી મુકત થવાની ચેતવણી આપી હોય, તેમ શીવાલયની આસપાસની તેમજ શીવવિલાસની કેટલીક નાની મોટી બારીઓ નોકર વર્ગો ખોલવા લાગ્યા. આ આનંદપ્રભાતે શીવવિલાસના રાણીવાસવાળા દિવાનખાનામાંથી એક

નવયુવાન બાળા હાથમાં પુષ્પોાભરિત છાબ સાતે શીવપુજનાર્થે શિવવિલાસમાંથી બહાર નીકળી. શિવવિલાસ અને શીવ મંદિરની વચમાંજ એક નાનો પણ સુશોભિત બાંધણીનો મજબુત કારીગરીવાળો મઠાશ્રમરૂપ બંગલો આવેલો છે. તે બહારના તેમજ રાજ્ય તરફથી પધારનાર સન્યાશી, મહંતો અને તેને અનુસરનારા સંસારથી વિરક્ત થયેલાઓને ઉતારો આપવાનું મથક મુકરર કરેલું છે. તે આધારે કૌશલ્યપૂરાધિપતિના સદામંત્રણથી મહાત્મા શ્રી અખંડાનંદજીનું હાલનું સ્થાન અત્રેજ હતું.

ઉપરોક્ત બાળા હાથમાં પુજા સામગ્રી લઇને શીવમંદિર પ્રતિ પ્રયાણ કરી રહી છે. આ વખતે તે તરૂણલત્તાની દ્રષ્ટિ ઉક્ત મઠ તરફ આકર્ષાઈ. તેજપળે તે થોડીક પળ ત્યાં થોભી ગઈ. "મહાત્માનું દ્વાર ખુલ્લું છે, ઠીક લાગ મળ્યો, ચાલ, મહાત્મા વિશેની મારી શંકા ત્યાં જઇને દુર કરૂં." એટલું બબડતી બબડતી તે દ્વાર સમીપ આવી અને સ્હેજ તીરછી નજરે જોવા લાગી તો તેને તદ્દન શુન્ય જેવું લાગ્યું, આથી તે અંદર દાખલ થઈ તો મહાત્માનું આસન ખાલી જોયું. આવા વિચિત્ર દ્રષ્યથી તે નિરાશામાં લેવાઇ ગઈ. તેના હાથ-

માંની પુજા સામગ્રી જમીન ભેગી થઇ ગઈ. તેની કંઈપણ દરકાર કર્યા સિવાય તે ચોતરફ ઘણાં ફાંફાં મારવા લાગી. આશાશુન્ય બનાવે તેને બાવરી બનાવી દીધી. શંકાશીલ હૃદયનું શાંત્વન કરવાર્થે આશામાંને આશામાં તે બિચારી ભલી દેવી આવી હુતી, પરંતુ તેનાથી ત્વરિત ગતિ કરીને નિરાશા દેવી તેની સમક્ષ આવીને ઉભા ગયેલી હુતી. તેજપળે રંભાએ તેને તુચ્છકારી કાઢતાં કહ્યું:—

અરે ઓ દૂર જા તું ના ઉમેદા કયા કયામત હે,

કે હામને ખ્યાલે યાર છુટા જાયે હે મુજસે.

ઉક્ત કડીના છેલ્લા શબ્દની સાથેજ અને થાળના પડ વાના અવાજથી ત્યાં રહેતા એક સાધુજને તરૂણ બાળાની સામે આવીને “ શું થયુ? શું થયુ? ” એમ ગભરાતા હૃદયે પુછયું. “ મહારાજ યોગેન્દ્ર કયાં ગયા? શું તે વ્હેલા ઉઠીને બીજે સ્થળે ચલાયમાન થઇ ગયા છે? બાળાથી વધારે કંઈજ પુછાયું નહિ.

“ એ મને ખબર નથી, કયાં જશે? આમતેમ ફરતા હશે, તે હમણા આવશે, થોડીકવાર થોભો. ”

“ શું દરરોજ આ વખતે તે બહાર જાય છે.? ”

“ નહિ, મહાત્મા જ્યારના અહિં આવ્યા છે, તે વખત થી કોઈપણ ઠેકાણે તે ગયા નથી, આજનું તો મને પણ અજાયબી લાગે છે કે યોગેન્દ્ર ક્યાં ચાલી ગયા. ? ” સાધુએ આશ્ચર્યયુક્તભાવે જણાવ્યું.

“ તો હું તમને એક વાત જણાવવા માગું છું, તેમાં મને મદદ કરશો ? ” બાળાએ આર્ત સ્વરે કહ્યું.

“ મારાથી જે બનશે તેને માટે હું તૈયાર છું. આપનું શું કામ છે ? ”

“ મારી સાથે આવવાનું. ”

“ ક્યાં ? ”

“ મહાત્માના પ્રયાણ પંથમાં. ”

“ પરંતુ મને તો તે ક્યાં ગયા છે તેની ખબર નથી, તેમ છતાં વધુ આશ્ચર્યકારક એજ લાગે છે કે, તમને તેનાથી શું કામ પડયું છે ? ” આતુરવદને સાધુએ પુછ્યું.

“ મહારાજ વધારે વાતચીત કરવાનો આ સમય નથી,

આપ મારી સાથે આવીને યોગીનો મેલાપ કરાવી આપશો, તો મહાન ઉપકાર થશે." બાળાએ આજીજી કરી.

"ઠીક." આટલુંજ બોલીને તે થોડીકવાર થોભી ગયો, પછી ફરીથી તે બોલ્યો. "ઠીક—ચાલો." તેજપળે બાળાના પગ જલદી જલદી ઉપડવા માંડ્યા, પાછલ સાધુ મહારાજ ચાલતા હતા. તેઓએ અર્ધાક કલાકમાં તો શીવાલયને પોતાની દ્રષ્ટિલિન કરી મુકયું. સમયપ્રવાહમાં કોઇપણ ખલલ કરી શકતું નથી. હમણા જંગલની પ્રાકૃતિક શોભામાં નુતન અવર્ણીય દ્રષ્યનો વધારો થયેલો જણાય છે. અરણ્યના વૃક્ષો પરનાં પાંદડાંપર શ્રી આદિત્યનારાયણની નિલવર્ણમ્બર રંગની તેજસ્વી રશ્મિનો ચલકાટ થઇ રહયો છે. વેરાન પ્રદેશની ભૂમિમાં આ ત્રીરંગ ઢળેલો છેક લાબે સુધી પ્રસરતો જોનારને શ્રી ભાનુદેવની બાલ્ય પ્રભા રમત કરતી હોય તે માફક સમયના વહેવારૂપ હલેસાથી આઘી પાછી થતી એક નુતન આનંદાયિક જણાય છે. આ પ્રાકૃતિ દ્રષ્યો નિહાળતી નિહાળતી તે ભલી ભોળી બાળા સાધુ મહારાજ સાથે પોતાનો પંથ નીડરપણે વટાવી રહી છે. તે બન્ને જણાં એક સરખું ચાલતાં ચાલતાં ગીચોગીચ્ચ ઝાડીવાળા માર્ગમાં આવી પહોંચ્યાં.

આ વખતે નવ વાગી ગયા હતા. એવું શ્રી ભાનુની ઝલકતી પ્રભાપરથી જણાતું હતું. અત્યાર સુધીની લાંબી પ્રયાણતામાં આ બન્નેમાંથી કોઇને કોઈ પ્રકારની વાતચીત થઈ નહોતી, સબબ કે દેવીના હૃદયમાં ભાવિ માટેના વિચારોનું હાલન ડોલન યુદ્ધ થયા કરતું હતું. જેથી તે સાધુ મહારાજ સાથે બોલતી નહોતી, જ્યારે સાધુજીના મનમાં કોઇ અકથ્ય યુદ્ધની તૈયારીના તરંગો નાચતા હતા. તે તરંગો શાના અને તે શું કરવા માગે છે તે તેના મીઠા મુખપરથી લેષપણ કલ્પિ શકાતું નહોતું, પરંતુ જ્યારે એક સરખું કોઈના પણ હૃદયમાં કંઇક પ્રકારનું તરંગી તુમુલ યુદ્ધ ઘણાક સમય પર્યંત સુધી ચાલુ રહે છે ત્યારે અંતે હૃદયથી મુખવાટે બહાર આવવા તલ્પાં મારે છે. એ ક્રમાનુસાર ત્યાં તેઓ જંગલની ગીચ્ચઝાડીવાળા સ્થાનપર આવી પહોંચ્યા ત્યારે સાધુ મહારાજના હોષ્ટ ફડફડયાઃ—

“બાળા. તમે થાકી ગયા હશો માટે વિશ્રાન્તિ લેવી જરૂરની છે.”

“મહારાજ. થાક તો ઘણોજ લાગ્યો છે છતાં જો આપણે હમણાં થોભીશું તો મહાત્માને મળી શકાશે નહિ.” આ વ-

અતે રંભાનું વદનમંડળ તદ્દન ખિન્ન થયેલું જણાતું હતું.

"યોગેન્દ્રનો હજુ સુધી તો પત્તો લાગ્યો નહિ, કોણ-જાણે તે કેટલા લાંબા નીકળી ગયા હશે! મહાત્માને મળ-વાને માટે આપણો પ્રયાસ જારી છેજ, પરંતુ કંઇક રાહતની પણ આવશ્યકતા છે." સાધુજીએ પ્રત્યુત્તર કર્યો.

"જેવી આપની ઇચ્છા" રંભાદેવીએ વધારે વાત ન લંબાવતાં પોતાની અનુમતિ દર્શાવી.

આ ગીચ્ચઝાડી પાસેના એક ઝાડ નીચે સાધુએ થોડીક જમીન સાફ કરીને, બન્ને જણ ત્યાં બેઠાં. થોડીક વાર તો ઉભય મુંગે મુંગાજ બેસી રહ્યાં, પરંતુ આવા અરણ્યના ઝાડી પ્રદેશમાં મુંગા રહેવું સાધુજીને ગમ્યું નહિ. તેમણે ખોંખારો ખાતાં ખાતાં પોતાની વાકચપટુતા ઝલકાવીઃ—

"બાળા. તમને જો હરકત ન હોય તો મને એક સંદેહ પડયો છે, તેનો યોગ્ય ખુલાસો કરો.

"મહારાજ. હમણાં મારૂં ચિત્ત વ્યગ્ર છે, કૃપા કરીને મને વધારે ન બોલવું પડે તો સારૂં."

"હું બીજુ કંઇ જાણવાની ઇચ્છા કરીશ નહિ, ફકત મને તેજ સમજાવો કે તમારે એ મહાત્માની શી જરૂર છે?" સાધુમહારાજે પોતાની જીદ્દ પુરી કરવાની પ્રતિજ્ઞા લીધી હોય, તે માફક પણ અચકાયા સિવાય તે બોલ્યા.

આનો જવાબ તે દુઃખી દેવી શું આપે? તે તો મુંઝાઈ ગઇ. મહારાજના ઢંગ જાણી ગઇ હોય તેમ, તે નિર્દોષ બાળાના મુખપરથી સ્પષ્ટ જણાતું હતું. રંભાદેવીએ મહામુશીબતે એટલુંજ કહ્યું.

"આપને તે સાથે કંઇજ સંબંધ નથી."

"એ જાણવામાં મારૂં ભાવિ સમાયલું છે." સાધુજીની ધુર્તતા પ્રકાશમાં આવી ગઇ, પરંતુ બાળા ઉકત વાકયનો અર્થ લેષપણ જાણી શકી નહિ. તેણે છેવટે જણાવ્યું કેઃ—

"મહારાજ, મને ઉંઘ આવે છે." એટલું બોલીને રંભાદેવી ત્યાંજ જમીનપર સુઈ ગઇ. સાધુમહારાજે પણ તેને તેમ કરવા દેવાનું યોગ્ય ધાર્યું. તે ત્યાંથી ઉઠીને ગીચ્ચઝાડી તરફ ચોમેર દ્રષ્ટિ ફેરવતા ફેરવતા આંટા મારવા લાગ્યા. અહિંઆ રંભાદેવી, પતિ વિયોગીની ભલી રંભા, શ્રમના લીધે

થોડીક પળોમાં નિદ્રિત થઇ ગઇ.

લગભગ અર્ધાએક કલાકના લાંબા સમય પછી પેલી ભરપૂર ભયાનક ઝાડીમાંથી સાધુજી ઝડપી ચાલ ચાલતા રંભાની છેક નજીક આવીને ઉભા રહ્યા. તે મનમાંજ બડબડવા લાગ્યા.

"વાહ! કેવું અનુપમ લાવણ્ય! કેવા ગોરા ગુલાબી ગાલ! દુનિયામાં તેની ઉપમા લાયક મારી પાસે એક પણ શબ્દ નથી. તે સુર્ય ચંદ્રની ઉપમાથી પણ અધિક બળવત્તર છે, તને કોનિ સરખામણીમાં જણાવું સબબ કે:—

તસ્બીહ ક્યારસે હુ તેરે રૂખ સારે સાફ઼ો,
ખુરશીદ ઝર્દ રંગ કમર દાગ દારે હે.

જો સુર્યની સાથે સરખામણી કરૂં છું તો તેમાં તો તેનો રંગ પીળો છે. અને જો ચંદ્રદેવની સરખામણીમાં મુકું છું તો તેમાં પણ સર્વત્ર ડાઘ જણાય છે. વાહ! વળી જંઘા પણ કદળી કેળયુકત! અરે પેલી મોહકતાનું પ્રથમ કેન્દ્ર ભોગવતી નાસિકા! ખરેખર આ સઘળું હવે તો મારૂંજ છે. અરે હુંજ તેનો ભોકતા થઇશ. નહિ! નહિ!! તેનો તો માલિક

કોઈ બીજો હશે, ત્યારે શું હું તે માલિકથી આ પરમ સુંદરીને જીંદગીભર છુપાવીને એશ અને આનંદરસ નહિ ભોગવીશ? શું હું કમ છું? નહિ! ત્યારે શાની તે તેના માલિકની થશે? બસ, આપણે તેના માલિક, પરંતુ એક વાતનો તો મોટો રોલો જણાય છે. પ્રથમ તેને કયાં લઈ જઉં કે જ્યાં તેની બુમ કે ફરિયાદ સાંભળવાને આ જંગલના પશુ પક્ષિઓ પણ બ્હેરાં થઇ જાય, જો અહિંજ તેને જગાડીને ચેતવીશ તો રખેને માણસ તો દુર રહ્યું, પરંતુ પશુ પક્ષિઓ તેની બ્હારે આવી ન ચડે! શું પશુ પક્ષિઓ તે કંઇ બ્હારે આવે ખરાં? હા, કેમ ન આવે? સીતાજીનું રાવણ જ્યારે હરણ કરી ગયો તે વખતે જટાયુ નામનું ઘણું જબરૂં પંખી રાવણની સામે થયું અને તેમાં રાવણને પોતાના કાર્યમાં મોટી મુશ્કેલી પ્રથમજ નડી હતી, વખતે અહિંઆ પણ કેમ તેમ ન બને? હરકત નહિ, જોઉં છું કે તે હવે મારા સપાટામાંથી કયાં છટકીને જશે?" આવા નિચ વિચારોએ સાધુને ભમાવી દીધો. તે શુદ્ધિમાં બોલે છે કે બેશુદ્ધિમાં, તેનું પણ ભાન તે નરાધમીને નહોતું. ગમે તેમ લવારો તે પોતાના મન સાથેજ કર્યા કરતો. તે ભાવિપર સુખ મહાલવાને અધિરો થઇ રહયો હતો. તેની મુખમુદ્રા કદિ મ્લાન તો કદિ વિચિત્ર હાસ્યયુકત

થતી, તો વળી કદિ તે પોતાના ઉક્ત વિચારોને ધિકારતો હતો:—

"અરે! હું કોણ? તે મને સાથે કેમ લાવી છે? તેના હૃદયનો ભાવ મારા પ્રત્યે શો હશે? આ નીચ કૃત્ય મારાથી થશે? નહિ! કદિ નહિ! બેશક નહિ. મારૂં કાર્ય, મારી જીંદગી, મારૂં સુખ અને આશા, શામા સમાયેલી છે? ફક્ત પરહિત કાર્યાર્થે. તો મારો પ્રથમનો વિચાર શ્રેયસ્કર છે? ના, મારી કર્તવ્યતા શી? જીંદગીની ઉન્નતિ શેમાં? બસ, મારે તેને જ્યાં તે જવા માગે ત્યાં સહિસલામત સાથે જઇને પહોંચાડવી, તેને ભવિષ્યમાં થનારા કાર્યમાં પ્રાણાન્તે મદદ કરવી, તેમાંજ જીવનની કિમત છે." જરાક થોભ્યો અને સુતેલી બાળાની છેક ગરદન સુધી તે નીચો વળીને પાછો બબડ્યો:—

"અરે! આ તકનો લાભ લીધા વગર જીવવું વ્યર્થ છે. દુનિયામાં શું છે? શામાટે આવવું પડ્યું છે? સુખની અભિલાષા પુર્ણ ન થઈ શકે તો પછી અવતર્યા ન અવતર્યા બરોબર છે. ચાલ જીવ, મોજમજામાં મસ્ત રહેવા તત્પર થા. સૌ વખતનાજ કામ છે. આજે તેનું પરિવર્તન થયેલું છે. "**અણી ચુક્યા વીસા સો**" સાધ્ય વસ્તુ સમીપ

છે તો સાધક કેમ દુર રહી શકે? મારૂં ભાગ્યચક્ર ફરી ગયેલું જણાય છે, દાવે સોગઠી મારવી એમાં કાંઇ દોષ નથી. મારો પ્રયાસ નહોતો, વિના પ્રયાસે ફળની થતી પ્રાપ્તિ ગુમાવનાર મુર્ખ છે, શક્તિહિણુ છે. બસ, એજ વિચાર બળવત્તર છે, પરંતુ તેને કેમ અમલમાં લાવવો? ઓહ! તેમાં પણ હરકત નહિ." એમ પાયાવગરના બકવાટ સાથે તેણે પોતાની પાસે ઝોળી હતી, તેનો ડુચો કરીને તે સુતેલી બાળાના મુખમાં નાંખ્યો. સ્પર્સ થવાથી બાળા બાવરી બની ગઈ, પણ લાચાર કે તેનાથી એક શબ્દ પણ ઉચ્ચારી શકાયો નહિ. તે જેમની તેમ મૌન પડી રહી. પેલા સાધુએ દેવીને પોતાની પીઠપર એક ગાંસડી ઉંચકે તેમ ઉપાડીને ગીચ્ચઝાડીમાં ચાલવા માંડ્યું. ઝાડીવાળો માર્ગ ઘણોજ વિકટ અને નાની મોટી ખડબચડી ટેકરીઓથી ભરપુર હતો. ઝાડીની ડાબી બાજુએ થોળીઆ બાવળીઆ ઘણે લાંબે સુધી કંટકો ખરાવતાં ઉભેલાં હતાં, જ્યારે જમણી બાજુપર બોરડી, ચણોઠી, ખાખર અને આકડાનાં નાના વૃક્ષોનું મિલન થોળીઆ અને બાવળીઆથી થતું તદ્દન બેડોળયુકત દીસતું હતું. વચવચમાં ઘણીજ પાતળી લીટીઓના આકારરૂપ કવચિત કવચિત ખાઈમાં પાણીની નીક વહેતી જોનારની દ્રષ્ટિએ વિચિત્રતામાં વૃદ્ધિ

કરતી હુતી. જો કે આ ઝાડીમાં પ્રકાસ ઠીક ઠીક પડતો હુતો, છતાં આવા મનરૂઠ દ્રષ્યથી તે પ્રકાશ ઝાંખો જણાતો હુતો આ સઘળું જોતો જોતો કામાંધ ખચ્ચરરૂપ સાધુ રંભાદેવીને ઉચકીને શ્વાસભેર ચાલ્યા કરતો હુતો. જ્યારે તે એક સરખો અર્ધોએક કલાક સુધી લાંબી વાટના પંથપર આવ્યો, ત્યારે જરાક તેને વિસામો મેળવવાની ઇચ્છા થઇ, તેથી તે બંધનયુકત દેવી સમેતજ એક મોટા પથ્થરપર બેઠો અને પોતાની વિચાર નૌકા ચલાવવા લાગ્યોઃ—

"હવે આ વેઠને શું કરવી? બોજો તો ઘણોજ છે, હજુ કોઇપણ એક ગુપ્ત સ્થળ તો જણાયું નહિ. હજી કેટલું દુર ચાલવું પડશે, તેનો પણ કંઈ સુમાર નથી. અહિંઆજ તેને છોડવામાં શું હરકત છે!" આ વિચારથી તેણે પોતાની પીઠપર લાદેલી રંભાદેવીને છુટી કરી, પરંતુ મુખનો ડુચો તેણે દુર કર્યો નહી. રંભાને પથ્થરપર મુકીને તેના બન્ને હાથ પગોને તે નીચ સાધુએ ખુબ કસીને બાંધી દીધા. પછી તે થોડેક સુધી આડાઅવળાં ફાંફા મારી આવ્યો, પણ તેને લાયક કોઈપણ સ્થાન એટલામાં જણાયું નહિ, ફરીથી તે પાછો જ્યાં રંભાને બાંધી રાખેલી હુતી તે પથ્થરપર આવીને બેઠો. આ વખતે તે મોટા પથ્થરની સાથે તેનો એક પગ

જોરથી અફળાયો તેજક્ષણે જાણે આ પથ્થર હાલતો હોય, તેમ તેને જણાયું, આથી, તે પોતાના બન્ને હાથ તે પથ્થરને ખસેડવાને લગાડયા, તત્ક્ષણ એ ઘણો મોટો પથ્થર હોવા છતાં તે એકજ ધકકે ખસી ગયો. આવી તાજુબીથી સાધુ તો દિઙ્મુંઢ બની ગયો કે, આ શું? જ્યાં વીશ પચીશ આદમીઓથી ન ખસી શકે એવો મોટો પથ્થર એકજ ધકકે ખસ્યો. પથ્થર ખસતાંજ તેની નીચેની જમીન પર એક લાકડાનું બે ત્રણ માણસો સહેલાઇથી બેસી શકે તેવું પાટીયું પડેલું તેણે જોયું, એજ વખતે તે સાધુનો ચહેરો આનંદમય બની ગયો, તે બબડયો, “ ઠીક, પ્રયત્નજ ફળ આપે છે.” એકજપળના વિલંબે તેણે તે પાટીયું ઉંચું કર્યું તો જમીનની અંદર એક અંધારનિપુર્ણ સત્તા ભોગવતું મોટા કુઆ જેવું ભોયરૂં જોયું. નીચે ઉતરવાને સીડીયુકત અંદર પગથીઆના રૂપમાં એક એક પગ રાખી શકાય તેવા પથ્થર બહાર નીકળેલા હતા, સાધુએ આ દ્રષ્ય ઘણોક વખત જોયાજ કર્યો, છેવટે તેણે તેમાં પ્રવેશ કરવાનો મનસુબો મજબુત કર્યો. રંભાદેવી સુતી સુતી પોતાની દ્રી ચક્ષુઓ આ ભોંયરા તરફ ફેરવતી હતી. ફકત તેનાથી મોંહમાં ડુચાને લીધે જરાક પણ બોલી શકાતું નહોતું, તે ભોગી દેવીના

દિલમાં શા શા ખ્યાલ ઉદ્ભવતા હતા તે જાણી શકવું તદ્દન અશકય હતું. બિચારી બાળા એક મૃત્યવત્ સ્થિર પડેલી હતી. પેલા શયતાનના સાથી સાધુએ રંભાને ફરીથી પોતાની પીઠપર ઉપાડી અને પેલા દેખાતા કારમા ભોંયરામાં પ્રવેશ કર્યો.

પ્રિય સાહિત્ય નાયક, જોયા ! આ જમાનાના સાધુ. આવી નિચ ચાંડાલિક વૃતિ ધારણ કરવાવાલાને " **સાધુ કે શયતાન** " કહેવો, તેનો ઉત્તર તમારા હૃદયને પુછવાથી મલશે.



# પ્રકરણ ૧૦ મું

## આર્યા વ્રત તેજ રત્નગર્ભા. ?





**આ**જે નીમ એકાદશીનું સ્ત્રીઓનું મહાન પર્વ છે. સ્ત્રીઓ આવતા વરસ પર્યંતનું કોઇપણ પ્રકારનું વ્રત કરવાની પ્રતિજ્ઞા લે છે, તે પ્રતિજ્ઞા ખરેખર એક વરસ પર્યંત અચુકપણે પાળવાને પ્રત્યેક સ્ત્રી પળે પળે પુર્ણ કાળજી રાખે છે. કોઈ કોઇ સ્ત્રીઓ તો ખાવા, પીવા કે કંઇક એવું કાર્ય પોતાનાજ માટેનું હોય છે કે જેનાથી તેઓ સદાકાળ પ્રવૃતિમાં લીન્ન રહેલી હોય છે, તેટલા માટે જ્યારે જ્યારે તેઓ પ્રત્યેક તેવા કાર્યની શરૂઆત કરે છે તે પહેલાં એક બીજાને સંબોધી "શ્રી કૃષ્ણ શર્ણમમ્," સીતારામ, રાધાકૃષ્ણ કે એવાંજ દૈવી નામોચ્ચાર કરાવે છે અને તેનો પ્રત્યુત્તર તેવીજ રીતે અપાય છે, ત્યારે તે કાર્યની શરૂઆત થાય છે, તેવી પ્રતિજ્ઞાઓ લેવાનો અને જુની પ્રતિજ્ઞામાંથી મુકત થવાનો આજનો અત્યુત્તમ માંગલ્યદિન "નીમ એકાદશી" છે.

ભવાનીપુરમાં ગઈ કાલથીજ આ મહાન પ્રતિજ્ઞાના આવકારદાયક દિનની રાહ જોવાતી હતી, જેથી તેને લગતો દરેક પ્રબંધ એવીજ રીતે રાખવામાં આવ્યો હતો કે ભવાનીપુરની મહારાણી નંદકુંવરની આમંત્રણ પત્રિકાઓ નાગરીકોની નાની મોટી દરેક ગૃહદિપીકાઓને મળેલી હોવાથી ભવાનીદુર્ગમાં એક ખાસ મંડપ આ નિમિત્ત કરવામાં આવ્યો હતો, તેમાં દરેક સ્ત્રીઓ બબ્બે ચચ્ચારના ઝુમખાંના આકારમાં જેમ તેમ ફર્યા કરતી હતી. હજુ આમંત્રણ પત્રિકામાં સુચવેલા પાંચ વાગ્યાના વખતને પંદરેક મિનિટની વાર છે. સ્ત્રીઓનું આજનું સમેલન ખરેખર ભાવિની સદ્ આશાઓને સુચવનારૂં હોય તેમ પ્રત્યેક સ્ત્રીઓના આનંદિ મુખડાંપરથી દ્રષ્ટપાતકો જાણી જતા. લગભગ ભવાનીપુરમાંની વૃધા, યુવાન અને નાની બાળાઓનો ત્રણ ચતુર્થાંશ ભાગ આજના આ પ્રભાવશાળી દિવસનો મહાનંદ લેવાને આવી ગયો હતો.

જોતજોતામાં સમય થઇ ગયો, આથી સ્ત્રીઓમાં કુતુહલતા પ્રસરી ગઇ કે હજીસુધી મહારાણી નંદકુંવર તેમજ તેમની પ્રિય સહચરી પ્રધાન પત્નિ મલ્લિકાદેવી પધાર્યાં નથી,

પરંતુ આ કુતુહલતા તેઓની વધુ વખત ટકી નહિ. થોડીજ પળોમાં તો મહારાણીના પધારવાનો પ્રકાશ, છેક પાછળની હારમાં એક દરિયાઈ મોજાંના આકારમાં હાલન ડોલન થયો. પછીથી તેની આગળની હારમાં એમ આગળને આગળ એ મોજારૂપ હાલન ડોલન ધસતું ચાલ્યું. સઘળી સ્ત્રીઓએ એક પછી એક એમ ઉભા થઈ થઇને મહારાણીના ઓવારણા લીધા. મહારાણી સાથે મલ્લિકાદેવી, વિમળા, અને બીજી કેટલીક દાસીઓ પણ હતી, મહારાણી સ્થાયી બેઠકપર આવતાં સર્વત્ર શાંતતા પ્રસરી ગઈ. કોઈ કોઇને કોઇપણ બોલતું સંભળાતુ નહોતું, જાણે કે આ મંડપ ખાલીજ છે એવી પૂર્ણ શાંતતા પ્રસરી ગયેલી હતી. પાંચ સાત મિનિટ વિત્યા બાદ પ્રધાન પત્નિ ઉઠીને પોતાને સોંપાયલા કાર્યમાં પરિણિત થઈ.

“ **આર્ય મહિલાઓ,** આજનો પ્રભાકર આપણા આ દબદબાયુકત સ્ત્રી સમાજના મેલાવડાને પુર્ણ તેજસ્વીતા પ્રસરાવી રહ્યો છે. તેનું મુખ્યતઃ કારણ પ્રત્યેક આર્ય ભગિનીઓ જાણતી હસે કે “**નીમ એકાદશી**”નું પવિત્ર પર્વ આપણી દરેક ભગિનીઓ માટે પ્રતિજ્ઞા લેવાનું મહાન આનંદી છે.

એજ નિમિતે આજે મહારાણીશ્રીએ આપણા સઘળા સ્ત્રી સમેલનને એકત્રિત કરવાનું કાર્ય મને સોપ્યું હતું, તે આજ ક્ષણે પુરૂં થયેલું સમજીને પ્રત્યેક આર્યબાળાઓને સવિનયતાથી જણાવું છું કે, આપણાં મહારાણી નંદકુંવર બાસાહેબ તરફથી જે કંઈ બોલાય તેનું યોગ્ય મનન કરીને તેપર દરેક ગૃહિણી જો ચાલશે તો આજના પ્રયાસને એક મહાન ભાગ્યશાળી પ્રયાસ તરીકે માનવાનું સબળ કારણ થઈ પડશે. હવે હું મહારાણીશ્રીને પોતાનું કાર્ય ચલાવવાની નમ્ર વિનતિ ગુજારૂં તે પહેલાં મારે આજના આ "**સ્ત્રીસમેલન**" ને પ્રત્યેક ખામીઓમાંથી ઉચ્ચ અને ખામી રહિત બનાવવા જેવું મહાન કાર્ય કરવાની કુશળતા માટે મહારાણીશ્રીને અધ્યક્ષ સ્થાને બિરાજવાનું પસંદ કરૂં છું. તેમાં મારી દરેક બ્હેનો અનુમોદન આપશે તેવી પ્રબળ આશા ધરાવું છું."

આજપળે તાળીઓના અવાજો અને મહારાણીની કૌશલ્યતાનું સદાભિવંદન થતાં મહારાણીએ તે કાર્ય માટે યોગ્ય શબ્દોમાં આભાર માનતાં પોતાનું કાર્ય આગળ શરૂ કર્યું.

**"પ્રિય ભગિનીઓ, તેમજ લઘુ બાળાઓ,**

આજથી લગભગ પંદરેક દિવસપર પેલી પ્રાણઘાતક હાથીવાળી ભયાનક ઘટના આપણા રાજ્યમાં થવા પામી હતી. તેનું અંતિમ એ થયું કે આપણે પેલી વીર યોગીનીને ગુમાવી બેઠાં છીએ. તે મહાદેવી આપણાથી દુર થતાં આપણા સ્ત્રી સમાજને એક અણમોલ સંદેશો મારી મારફતે જણાવવાનું લખી ગયાં છે. તે **શુભ સંદેશો** જો પ્રત્યેક ગૃહિણી ગ્રહણ કરીને તે મુજબ ચાલે તો ખરેખર ભારતિય પ્રદેશની આજે જે અધોગતિ થયેલી આપણે અનુભવીએ છીએ, તેનું એક પણ ચિન્હ રહે નહિ.

**તે વીર–યોગીની જણાવે છે કેઃ——**

અર્વાચીનમાં એક નવીન અને ઉદ્ધત ધખારો જ્યાં ત્યાં સાંભળવામાં આવે છે, તે ધખારો "**સ્ત્રી કેળવણી**" નો છે. આ સંબંધમાં આજકાલના ઘણાખરા લેભાગુ સાક્ષરો ધારી રાક્ષસો પોતાની કલમને એક બખેડા રૂપે ચિતરે છે. જો તેવાજ બખેડાયુકત સીદ્ધાંતોની અસર

પુર્ણપણે ભારતની આર્ય સ્ત્રી ગૌરવનું મહત્વ જાણનારી અને તેને અનુસરનારી મહિલાઓપર જામે તો ચોકસ આર્ય દેશની પડતીના કારણોમાં "**સ્ત્રી કેળવણી**" એક મહાન કારણ થઇ પડે તે નિઃશંક છે, તેટલા માટે જ મારો આ સંદેશો છે.

આર્ય પ્રદેશનું પ્રભાવશાળી ગૌરવ કેટલું બળવત્તર છે તે જાણવું કંઈ મુશ્કેલ નથી, તે માટે આપણે સ્ત્રી કેલવણીપર નજર દોડાવીએ.

"**સ્ત્રી કેળવણી**" એ પ્રશ્ન સામાન્ય મનાઇને એટલો બધો પરિચયમાં ચર્ચાયેલો છે કે, પ્રત્યેક જણ એમજ માનીને બેઠા છે કે તે બદ્દલનો અભિપ્રાય દરેક વ્યક્તિ મજબુત પાયાદાર સાથે યોગ્ય આપી શકે છે, એવો પ્રત્યેકનો દાવો છે, પરંતુ જેટલો તે વ્યવહારૂ સરલ લાગે છે, તે કરતાં અધિકાંશે મહાન ગંભીર ગુંચવણોથી ગંઠાયેલો છે, તેનું ખરૂં સરલ તત્વ વ્યવહારમાં લાવવું અતિ દુર્ઘટ છે, કારણ કે તે વિશેના અસંખ્ય મતભેદ પડેલા છે, છતાં એટલેથીજ અટકાતું નથી પરંતુ કેટલાકોને પોતાનો આગ્રહ તેમજ પક્ષપાત છે, પછી તેવો

આગ્રહ, સદાગ્રહ હોય કે દુરાગ્રહ હોય તેમજ પક્ષપાત કે નિષ્પક્ષપાત હોય, પરંતુ દરેક જણ એ પ્રશ્નને પોતાની દ્રષ્ટિબિંદુથી પુર્ણપણે અવલોકે છે, તેટલા માટે તે ગુંચવણયુકત વિષયનો નિર્ણય બરોબર થઇ શકતો નથી. જેઓના માટે આ ચર્ચા ઉઠાવવામાં આવી છે તેઓ આ ચર્ચામાં એક અવાજ સરખો પણ કરી શકતી નહિ હોવાથી, એ પ્રશ્ન કંઈ જુદીજ સ્થિતિપર મુકાયેલો છે. ટુંકાણમાં આ વિષય ઘણોજ ચર્ચાસ્પદ બનવા પામ્યો છે.

પ્રસ્તુત ચર્ચામાં એવી કેટલીક વિટમ્બના ન નડે તેથી પ્રથમ " કેળવણી " એ શબ્દની વ્યાખ્યા તેની હદ સાથે નક્કી કરવાની ખાસ જરૂર છે.

જીવિતનું જીવન સુખી, ઉન્નત, થઇ શકે એટલા માટે શરિરમાંની અવિકશિત શક્તિઓ વિકાશ પામી વૃદ્ધિકર થઇને ખીલી નીકળે એવા જે ઉપાયો યોજાય, એજ કેળવણી. બળથી મગજમાં ઉતારી શકાય એવી કંઇ કેળવણી નથી, તેનો અર્થજ માત્ર એજ કે :— મનુષ્યની જે અપરિપકવ સાથે ગુપ્ત રહેલી શક્તિઓ

પ્રકાશિત બનાવવા જે ઉપાયો યોજાય તેજ ખરી કેળવણી છે. જ્યાંસુધી બુદ્ધિનો વિકાશ થયો નથી અને માનસિક શક્તિઓ પુટી નીકળી નથી ત્યાં સુધી ગમે તે પ્રકારની માહિતી મેળવાય તે એક પોપટીયું જ્ઞાન યાને ધુળપર લીંપણ સમાન છે, તાત્પર્ય કે તેવી માહિતી મગજને એક બોજારૂપ પડનારી છે, વળી ખરૂં તો એજ છે કે કેળવણી એ સાધન છે અને મનુષ્ય બંધારણમાં રહેલી ગુપ્ત શક્તિઓ વિકાસ પામે તે સાધ્ય વસ્તુ છે.

આજકાલ એક ભ્રમ જનસમુહમાં એજ થઈ પડેલો છે કે, કેળવણી એ પૈસા કમાવવા અર્થે છે, તેથી કરીને સ્ત્રીઓને કેળવણીની આવશ્યકતા નથી. કારણ કે તેમને કંઇ કમાવા જવાનું નથી અને પુરૂષો કેળવણીના સાધક છે તેઓને કમાવાનું છે, ગૃહપ્રપંચ ચલાવવાનો છે. આવી જાતનો બખેડો સ્ત્રી કેળવણીના વિરોધીઓ મજબુત રીતે કરી રહ્યા છે. આવી માન્યતા વાસ્તવમાં તદ્દન ભૂલ ભરેલી છે, કારણ કે મનુષ્ય જીવિકાના ઉચ્ચ–ઉદ્દેશો સાધ્ય કરવાની ઉભયને સરખીજ જરૂર છે.

આપણે જાણીએ છીએ કે જે પુરી સહી પણ કરી શકતા નથી એવા અનેક મનુષ્યો વ્યાપાર રોજગારમાં લાખો રૂપીઆ કમાય છે, તેનું મુખ્ય કારણ એજ છે કે, તેમની બુદ્ધિ અને શકિત વિકાશ પામેલાં હોય છે. એ કમાઈ એમની તેજ બુદ્ધિ અને ઘડાયેલી શકિતને આભારી છે, માટે જેનાથી બુદ્ધિ અને માનસિક શકિતઓ ખીલે એનેજ કેળવણી કહી શકાય. પોતાનો આત્મ-વિકાશ અને તેની ઉન્નતિ સાધ્ય થવા માટે જે સાધનની જરૂર જણાય તેજ સાધન કેળવણી છે. તેથી ઉભયને કેળવણીની આવશ્યકતા છે, તો પછી શામાટે તેમાં ભિન્નતા દાખવવાનો આગ્રહ કરવામાં આવે છે અને વળી સ્ત્રીઓનો અભ્યાસક્રમ પુરૂષોથી નિરાળો રાખવાને મજબુત ભાર મુકાય છે, તો તેને માટે આપણે પ્રથમ પ્રાચીન ઈતિહાસપર નજર દોડાવવાની જરૂર છે.

જુના કાળમાંના સમાજમાં સ્ત્રીની પદવી, ગૌરવ હાલના કાળ સાથે સરખાવતાં તેમાં ઘણો ફેરફાર થયેલો જણાય છે, તે વખતે સમાન અને મ્હોટી સત્તા ભોગવતી સ્ત્રીઓ પોતાનું ગૌરવ ઝળકાવી રહી હતી.

તેની તેજપૂર્ણપ્રભાના કરાકર હાલમાં પણ આપણુને પ્રકાશ આપી રહ્યાં છે, જ્યારે હાલનો આપણો સ્ત્રી સમાજ અધ:પતનમાં આવી ગયેલો છે, પ્રાચીન કાળમાં આપણા આર્યદેશની સ્ત્રીઓનું ગૌરવ પ્રભાવશાળી હતું તેવું એક પણ વ્યકિતને કબુલ કર્યા શિવાય ચાલશેજ નહિ. તેજ આધારે આપણા મહાન, ધર્મધુરંધર શ્રી મનુ ભગવાને કહ્યું છે કેઃ— 'यत्र नार्यस्तु पुज्यन्ते रमन्ते तत्र देवता," જ્યાં સ્ત્રીઓનું ઉચ્ચ અને પૂજ્યપદ સ્થપાયેલું છે, ત્યાંજ દેવતાઓ નિરંતર વાસ કરે છે. આ પરથી એટલું તો સિદ્ધ થાય છે કે જ્યારે જ્યારે સ્ત્રીઓને ઉન્નત અને ઉચ્ચ પદવીપર જોવામાં આવેલી હશે ત્યારે ત્યારે સમાજ સ્થિતિ આબાદના ડુંગરની ટોચપર ઝલકતી હશે, તે નિશંક છે, પરંતુ સ્ત્રીઓને તેવી ઉચ્ચ અને ઉન્નત થવા દેવા માટે કયા પ્રકારના સાધનની જરૂર છે અથવા કેળવણી કેવા પ્રકારે મળવી જોઇએ.

આના સંબંધમાં ઘણાકોએ પોતપોતાના અભિપ્રાયો આપેલા છે, તેમાં કેટલાકોએ તો એવા પણ પ્રોટેસ્ટો

રજુ કર્યાં છે કે આર્યદેશની કુલિન, પવિત્ર મહિલાઓને આર્યભૂમિના સંતાનો, એક પ્રકારની ગુલામડી ગણે છે, માટે જો તેઓને વિદ્યાદાન આપવામાં આવે તો તેઓની આર્થીક સ્થિતી સુધરી શકે, તેથીજ સ્ત્રીઓને વિદ્યા શીખવવી જરૂરની છે, આવા બીનપાયાદાર પ્રોટેસ્ટની સામે થવું તે તદ્દન અશક્ય છે, પરંતુ આધુનિક વિદ્યારૂપ કેળવણીનો સંચાર આર્યમહિલાઓમાં પ્રવૃતે તો તેની અસર ઉદ્ધતાઈ શિવાય કંઈજ થાય નહિ, કારણ કે હાલની કેળવણીનું બી આર્યદેશનું નથી એટલે કે પરમુલકના રીતિરીવાજોપર રોપાયેલું છે, જ્યારે તેની તેવીજ અસર થાય તો પછી આપણા આર્ય સંસારમાં સ્ત્રીઓનો સમાન હક્કનો નવીન બખેડો ઉપસ્થિત થવા પામે. જ્યારે તેવા પ્રકારના હક્કની માગણીઓ સ્ત્રીઓ તરફથી મજબુત થાય, તે વખતે એ બખેડો કેટલો હાનીકારક થઇ પડે તે કથન તદ્દન અશક્ય છે, જો કે આપરથી એમ થતું નથી કે સ્ત્રી કેળવણીની જરૂર આપણને નથી, પરંતુ આર્યાવૃતના પ્રાચીન સમયની રૂઢીઓને આધારેજ સ્ત્રી કેળવણી અપાય તેજ શ્રેયસ્કર છે. એક ગૃહિણી થવાને માટે શું શું અને કેવા પ્રકા-

રના સાધનોની જરૂર છે; તેની વિચાર-સ્ફોટના થવી જોઇએ. ગૃહિણી થવાને માટે કંઈ જનાનાખાતાં કે નિશાળોની ખાસ જરૂર નથી. તે શીખવનાર પ્રત્યેક બચ્ચાંની માતાનાપર આધાર રાખે છે.

એક સારી માતા સો શિક્ષકની ગરજ સારે છે. શિક્ષકો બચ્ચાંઓને શીખવવાના ગમે તેટલા પ્રયાસો નિશાળોમાં જારી રાખે, પરંતુ જો માતાજ પોતાના કુમળાં બચ્ચાંના મગજપર જેવી અસર કરવા ધારે તે નિશાળોમાંના શિક્ષકો કરતાં વધુ કરી શકે. જ્યારથી પ્રત્યેક માતાઓ ગર્ભધારિણી થાય છે તે વખતથીજ તે માતાઓના જેવા વિચારો ઉદ્દભવે છે, જેવા કાર્યું કરવાને તે માતાનું હૃદય પ્રેરાય છે, જેવો ખોરાક તે લે છે, તેમજ જેના જેના સહવાસમાં તે આવે છે તેજ દરેક વિચાર, પ્રત્યેક કાર્યનો અંશ, તેજ ખોરાકની અસર અને દરેકના સહવાસની થતી સહાનુભુતિ તે ભાવિ બાળપર પ્રતિબિંબીત થાય છે. એના અનેક દ્રષ્ટાંતો દુનિયાના ઇતિહાસોના પાનાપર ચલકતાં અદ્યાપિપર્યંત આપણે જોયાં છે. “**મહાત્મા શિવાજી ન હોત**

**તો સુન્નત હોત સબકી"** એ કહેવત આપણને એજ ભાન કરાવે છે કે, **મહારાજા શિવાજીની** માતા જીજીબાઇનો હૃદયોદ્‌ગાર પોતાના પતિ શાહાજી પ્રત્યે એજ હતો કે હિંદુઓનું ગતરાજ્ય મુસલમાનોને પરાસ્ત કરીને પાછું મેળવવું, પરંતુ આ ઉદ્‌ગારોનો આંર્તપ્રવાહ તે **મહાત્મા શિવાજીપર** એવો તો પ્રસરી ગયો કે પોતાની વીર હાકથી, દિલ્હીશ્વર ઔરંગજેબ કે, જેને આપણા લોકો એક ઘોર અત્યાચારી તરીકે લેખતા આવેલા છે, તેવા ક્રુરને ડગાવી નાખ્યો, અરે નહી! મોગલાઇને મસળી નાખવામાં આપણા બહાદુર વીર-નર **શીવાજી મહારાજાનાજ** વીર બાહુ હતા. એ પણ એક શુરવીર માતાનુંજ ફલ છે. હવે આ સ્થળે એક પ્રશ્ન એ ઉદ્‌ભવે છે કે ગર્ભમાંજ તેની અસર કેમ થાય? તો તે વિશેનું પણ આપણા આર્યસમાજને હેબતાવનારૂં સર્વત્ર માનનીય મનાયેલું દ્રષ્ટાંત રજુ કરવાને લાંબે જવું પડે તેમ નથી.

આપણા ભારત વર્ષમાં એવા અનેક વીર–રત્નોએ પોતાની કિર્તી અમ્મર કરી છે. " મહાભારતનું કોઠા

યુદ્ધ." ભાગ્યેજ કોઈથી જાણરહિત હશે. મહાન શૌર્યશાળી, **વીર-અભિમન્યુનુંજ** ચારિત્ર બસ થશે કે જ્યારે સુભદ્રાજી, **શ્રીકૃષ્ણ** ભગવાનનાં ભગિની, ગર્ભવંતાં હતાં, તે વખતે તે વીર યુવકની માતાએ પોતાની સદેચ્છા "**કોઠા યુદ્ધ**" વિષે જાણવાની કરી હતી. તે વખતે **શ્રીકૃષ્ણ** ભગવાને પાસે બેસી તે કોઠા યુદ્ધનું અથથી વર્ણન રસપુર્ણ રીતે કરી બતાવ્યું હતું, પરંતુ જ્યારે ફકત એકજ કોઠો વર્ણન કરવાને બાકી રહયો તે વખતે સુભદ્રાજીના ગર્ભમાંથી એક મહાન પ્રભાવશાળી બાલક જન્મવાની ચેતવણી આપતો હોય તેવો એક "હુંકાર" શબ્દાયમાન થયો, આથી **શ્રી કૃષ્ણ પ્રભુને** ડરવું પડ્યું હતું કે આવો કોણ વીર-કુમાર પેદા થશે કે હજુ તો મનુષ્યાકારમાં બાહ્ય પડવા પહેલાંથી હુંકાર કરી રહયો છે? આજપળે છેલ્લો કોઠો તે ત્રિકાલીક ભગવાને વર્ણવો બાકી રાખ્યો, પછીથી ટુંક સમયમાંજ મહા પ્રભાવશાળી, શુરત્વના તેજથી ભરપુર **વીર-અભિમન્યુ** પેદા થયો અને પોતાની અઢાર વર્ષની આગમચમાંજ કુરૂક્ષેત્રના મહાન પાંડવ કૌરવ વિગ્રહમાં કયાં અને કેટલી હદસુધી ટક્કર લીધી?

તે સર્વત્ર જાણીતું છે, એ પણ એક માતાનાજ સદ્‌વિચારની સ્ફુર્ણનો પ્રબળ પ્રભાવ. આવા દાખલાઓ આપણા આર્યદેશમાં સેંકડોની ગણત્રીમાં છે. જેનો પ્રતિલેખ કરવો એક ટાહુયલા સમાન લેખાય. જેથી મુલત્વી રાખું છું.

એક પવિત્ર અને ઉલટમંદી માતાના સદ્‌ગુણો સંપાદન થવા માટે સત્સંગ, સદ્‌વિચાર–સ્ફુર્ણમય વાણી છે. તેનાજ સહુવાસમાં પ્રત્યેક સ્ત્રી પોતાના હૃદયદ્વારાએ એવા આર્વીભાવો મેળવી શકે છે. જ્યારે તે પોતે એમ સમજનાર થાય છે કે મારાપર ગૃહસંસારનું આખું સુકાન છે અને હું એક આદર્શ આર્યમહિલા બનવાને યોગ્ય છું, તો મારે શું કરવું ઉચિત્ત છે કે, જેને લઇને મારૂં પોતાનું ગૃહસંસાર નાવ આખી જીંદગી સુધી જરાક પણ ડગમગે નહી તેની પૂર્ણ કાળજી રાખવા હરપળે તેવાજ પ્રકારના સદ્‌વિચારો મારા પવિત્ર હૃદયમાં સ્ફુરાયમાન થયા કરે.

સ્ત્રીને બહુધા આપણી માતૃભાષાનું થોડુઘણું શિક્ષણ આપવું જોઇએ છીએ કે જેનાથી તે પોતાના પ્રાચીન-

કાળના વીરમંડલના કેટલાક જાણવા જોગ ઇતિહાસો-માંથી કંઇપણ અનુકરણ કરવાને ભાગ્યશાળી બને. ભારત વર્ષ તેજ દેશ છે કે જેને પાશ્ચિમાત્યોએ સુવર્ણ ભૂમિકાની ઉપમા આપી નવાજ્યો છે, તેમજ આપણે પણ ઘણીક વેળાએ આપણા આર્યદેશને "**રત્નગર્ભા**" ના રૂડાં નામથી સંબોધીએ છીએ. છતાં જ્યારે આપણે પશ્ચિમ તરફના રાજહંસોનું એક કાગડા રૂપે તેમની કંઈપણ બાબતમાં અનુકરણ કરવાને તલ્પાં મારીને તે પ્રદેશીય રીતિભાતીથી આપણા મહાન વીરોના યશો-ગુણનું ગાન વિસરી જઇએ છીએ, અરે નહિ! તે શુરનરો કે, જેમની કર્તવ્યપરાયણતાથી આખી દુનિયાની સપાટીમાં ભારત દેશને ઉન્નતના ઉચ્ચ શીખરે પહોંચા-ડેલો એવા મહાન વિશાળ કાર્યક્ષેત્રના બળીષ્ટો ધર્મધુરંધરમાં એક્કારૂપે માનનીય થઈ પડેલા જેવા કે:—**શ્રી રામચંદ્રજી, શ્રી કૃષ્ણચંદ્ર**, મહાન સત્ય-નિષ્ટ મહારાજા **હરિશ્ચંદ્ર**, તેમજ મહારાજા **નળરાય**, વિગેરે અનેક વીર બાહુઓના ચરિત્રોને એક ટાહુચલા સમાન લેખીએ છીએ, એ અનહદ અફસોસયુકત છે.

જો આપણો ભારતિય દેશ "**રત્નગર્ભા**"ના સુંદર

નામથી ઓળખાતો હોય તો તે ઓળખનું મુખ્ય કારણ અંતિમપણે જોઇએ છીએ તો સ્પષ્ટતાથી જણાઈ આવે છે કે તેમાં મુખ્ય ભાગ સ્ત્રીઓનોજ છે.

અસલના વખતમાં સ્ત્રીઓથીજ મહા કઠીણ, અનેક ગુંચવણુયુક્ત કાર્યો સધાયાં છે કે તેમાંના થોડાંજ તેવા કાર્યો પુરૂષોથી બની શકેલાં હશે. જુઓ મહાસતિ **ગાર્ગીમૈયા**ના તત્વજ્ઞાનપર જ્યારે આપણે તિક્ષ્ણ બુદ્ધિનો ઉપયોગ કરીને જોઇએ છીએ તો આપણા હાલના સમાજને હેરત પમાડે તેવું કાર્ય તે વીરનારી-થીજ થયેલું છે. જનક રાજાની ભરસભામાં ઘણા મોટા મોટા પંડિતોને પરાજીત કરવા માટે તે મહાદેવીએ સ-ઘળાની સમક્ષ નગ્નાવસ્થામાં દીગંબર સ્વરૂપે આવીને એક સંકલ્પ કર્યો હતો કે પોતાના પ્રશ્નોનો જે સંતુષ્ટ જવાબ આપે તેનેજ તે વરે. આ નાગ્નાવસ્થામાં તે નારીએ દરેક વ્યકિતને એક બાળરૂપેજ લેખી હતી. જો કે દરેકે તે વખતે નિચું જોયું હતું પરંતુ મહાત્માં **શ્રીયાજ્ઞવલ્કયે** તેમના પ્રશ્નોનાં ઉત્તર બરોબર આપ્યા હતા. તેજ વખતે તે મહાપ્રભાવશાળી નારીએ **શ્રીયાજ્ઞ-**

**વલ્કુયને** પોતાના પતિ તરીકે સ્વીકારીને આજે પ્રાચીન ઇતિહાસોના પાનામાં સોનેરી અક્ષરોથી પોતાનું નામ અને કાર્ય અમ્મર કરેલું છે, તે ભાગ્યેજ સર્વથી અજાણ હશે તેવીજ રીતે બીજું એક દ્રષ્ટાંત આપતાં અનહદ આનંદ અને મગરૂરી થાય છે કે "**સાવિત્રી–સત્યવાન**" એ નામ તો અદ્યાપિપર્યંત પ્રત્યેક ઘેર ઘેર ગવાયા કરે છે. તેના સંબંધમાં તે સતિ સાધ્વિ **સાવિત્રી**એ પોતાનો પતિ મરણના કાંઠે પહોંચી ગયેલો, અરે નહિ! ખરેખર યમરાજે જંગલમાં આવીને તેનો પ્રાણ લઈ લીધો હતો છતાં પણ તેણે પોતાના અપૂર્વ સતિત્વના પૂર્ણ પ્રભાવની ઝગમગતી જ્યોત્સનાના પ્રકાશમય બળથી યમરાજના પાસેથી પોતાના પતિનો પ્રાણ પાછો માગ્યો હતો, તેમાં તે સાધ્વિનારી પોતાના પતિવૃતની ઐકયનિષ્ઠાથી સફળ થઈ હતી. આ પણ આર્યદેશના ઉપનામ "**રત્નગર્ભા**"ને ઝલકાવનારૂં કૃત્ય, જેવું તેવું નહી કહી શકાય. એ શાનું ફળ? તેનો વિચાર કરવો સ્હેલ છે."

મહારાણી નંદકુંવરના ભાલ પ્રદેશપર યોગીનીના શુભ સંદેશાના રજકણોરૂપ પ્રસ્વેદનાં ટીપાં બાઝી ગયાં, આથી તે અટકી ગઈ.

બા સાહેબ, આપણી ભલી અને પરોપકારિણી યોગીનીનો આપણા સ્ત્રીગૌરવને ઝલકાવનારો સંદેશો પ્રત્યેક ગૃહિણીઓને સમનન કરવા માટે આજે આટલેથી બાકી રાખીને "**વટસાવિત્રી**"ના શુભ પર્વપર આપણા સ્ત્રી સમેલનને ફરી આમંત્રણ કરીને તે દિવસે બાકી રહેલો સંદેશો પુર્ણ કરવો, એવી મારી માન્યતા છે." બુદ્ધિશાળી પ્રધાનપત્નિએ પોતાનો મત દર્શાવ્યો.

"પ્રિય સખી, તમારૂં કહેવું યથેષ્ટ છે, કારણ કે આજ કાલ તો રમૅત ગમ્મત અને એને લગતાંજ હાસ્યવિનોદિત પ્રસંગો પ્રાપ્ત થતા જોવામાંજ આપણો સ્ત્રીસમાજ આનંદભેર મુખડે ભાગ લેવામાં મશગુલ બનેલો છે, ત્યાં આવો લાંબો લચક પરંતુ ભારતની ઉન્નત દશા પ્રાચિન સમયમાં કેવી હતી, અને અત્યારની સ્થિતિમાં કેટલો ફેરફાર થઈ ગયો છે, એનું દિગ્દર્શન કરાવનારો અમુલ્ય સંદેશો નિઃરસ લાગે તેમાં નવાઈ જેવું નથી." રાણીએ એજપળે મલ્લિકાદેવીના મતને અનુમોદિત થતાં પોતાનું બોલવું બંધ કર્યું.

આ વખતે બીજી સ્ત્રીઓની આ શુભ સંદેશા માટે કુતુંહલતા વધતી જતી હોય તેમ ત્યાં એક પ્રકારનો કોલાહલ

મચી રહ્યો. દરેક સ્ત્રીનું મુખાર્વીંદ, મહારાણી નંદકુંવરના મુખ સામેજ હતું, છતાં જ્યારે પોતાના આસનપર રાણી બેસી ગઈ ત્યારે તેઓ દરેક નિરાશામાં બગાસાં ખાતી હોય તેમ, તેમની મુખમુદ્રા જોનારને તાદ્રષ્ય જણાતી હતી. આમ પાએક કલાક સુધી તો ત્યાં કોલાહલ થઈ રહ્યો. આખરે મલ્લિકાદેવી પોતાના આસનેથી ઉભી થઇને બોલી કે:—

**આર્ય ભગિનીઓ,** આપણી યોગીની મૈયાનો શુભ સંદેશો "**રત્નગંર્ભા**"ના નામથી ઓળખાવીને આપણે હાલમાં તેનું સમનન કરવાર્થે આટલેથીજ અટકીશું અને બાકી રહેલો "સ્ત્રી પુરૂષના કર્તવ્ય પ્રદેશ" વાળો સંદેશો **વટસાવિત્રી**ના પર્વપર ચર્ચાવીશું, આવો લાંબો સંદેશો એકાએક પ્રત્યેકના મગજને કંટાળો ઉત્પન્ન કરનારો થઈ પડશે, કારણ કે આપણે તો અત્યારસુધી આનંદ અને રમત-ગમ્મત તેમજ રસદ્ર વાર્તાઓ અને કથામાં મશગુલ બનેલાં છીએ. જેથી ખરેખર જો હદ્દ કરતાં વધુ કંઈપણ આપણે કરવા જઇએ તો પાછું પડવું પડે, તેજ આધારે હું આપને મહારાણી તરફથી જણાવું છું કે "**વટ સાવિત્રી**" આજથી એક માસની લગભગમાં આવનારા પવિત્ર પર્વપર આજ સ્થળે પધારીને જે પ્રમાણે

આજે શાંતતાથી સાંભળ્યું છે, તેનું સમનન કરીને તેજ મીશાલે બાઈનો સંદેશો પુર્ણપણે સાંભળવા તમારી જીજ્ઞાશાને વધારજો. પ્રભુ આપણા પ્રત્યેક કાર્યમાં સહાય બક્ષે. એજ અંતિમ.

ત્યારબાદ એક પછી એક સ્ત્રી ઉઠી ઉઠીને પોતાના ગૃહપ્રતિ આનંદથી છલકાતી છલકાતી વિદાય થવા લાગી. જોતજોતામાં તો આખો મંડપ ખાલી થઈ ગયો પ્રધાનપત્નિ પણ મહારાણીના ગયા બાદ પોતાના ગૃહ તરફ વળી.

પ્રિય વાંચકવૃંદ, ખરેખર તમને પણ લાંબા સમય સુધી હાસ્યવિનોદિત દ્રષ્ય નહી જણાયું, પરંતુ એજ ખ્યાલ કરતાં બીજા પાત્રોપર નજર દોડાવજો કે, શું સ્ત્રીઓથીજ "**આર્યાવૃત તેજ રત્નગર્ભા**" એવું સુંદર નામ પ્રાપ્ત થયું છે ?



## પ્રકરણ ૧૧ મું.

## જંગલમાં મંગલ.



ભવાનીપુરમાં યોગીની ક્યાં ગઈ! ક્યાં ગઈ! એની ચર્ચા જ્યાં ત્યાં લગભગ આઠ દિવસ સુધી એક સરખી ચાલી, ત્યારબાદ દિનપ્રતિદિન તેમાં કમતીપણું થતું ચાલ્યું, પરંતુ આપણી સત્યશોધીકા દેવીરૂપ યોગીનીની દશા શી થઈ, તે જાણવાને વાંચન રસીલાનાં નાજુક હૃદય જીજ્ઞાશુ થયેલાં હોવાં જોઇએ.

એનો સ્ફોટ ફરીથી કરવાની જરૂર નથી કે આ યોગીની બીજી કોઇ નથી, તે આપણી રસજ્ઞ કથા નાયિકા વીરબાળા વિલાસિની છે. જ્યારે તે ભવાનીપુરથી નીકળી તે વખતે તેનો વિચાર ફરીથી ફક્ત એકજવાર પોતાના પિતાના રાજ્ય પ્રતિ જઇ આવવાનો થયો અને ત્યાં જઇને પ્રથમ રાજ્ય સ્થિતિમાં તેમજ પોતાના પિતા શેરસિંહના વિચારમાં

કંઈ ફેરફાર થયો છે કે નહિ તે જાણવું, પણ ત્યાં જતાં પહેલાં કઇ સ્થિતિમાં વિલાસપુરમાં દાખલ થવું કે જ્યાંથી તે પોતાની વ્હાલી માતાનાં તેમજ પિતાનાં હૃદયતરંગો પોતાને કોઈ પણ ઓળખી શકે નહિ તેવી રીતે જાણી લે. આ દુર્ઘટ વિચારોમાં વિચરતી વિલાસિનીએ ભવાનીદુર્ગ તો તજી દીધો, જ્યાં સુધી ભવાનીપુરની સીમ સુદ્ધાંત ખલાસ થવા આવી ત્યાં સુધી શ્વાસભેર જલદી જલદી પગ ઉપાડતી હતી. જ્યારે તેના મનમાં ભવાનીપૂરનું કંઈક પણ દ્રષ્ય અસર કરતું બંધ પડી ગયું અને તેણે રાની વેરાનમાંના બ્હીવરાવનારાં પહાડ તરૂ અને કાંટેરી જમીન જોયાં ત્યારે તેનું વિચાર સુકાન સ્થિરવત્ થયું, ત્યારેજ તેને ઉપરોક્ત વિચાર કરવાનો સરલ ઉત્તમ અવસર મળ્યો. આ વખતે સાંયકાળિન પ્રભા પ્રસરતી હતી જેથી આકાશ-ગમન કરનારાં પક્ષિઓ પોતાનાં માળામાં પોતાનાં વ્હાલાં બચ્ચાંઓ, પોતાની આવવાની માર્ગપ્રતિક્ષા કરી રહેલાં હતાં, તે તરફ પાછાં કિલકિલાટ કરતાં જતાં હતાં. શ્રીસુર્ય-નારાયણના કિર્ણની મંદપ્રભા આકાશને લાલ રંગે રંગાયમાન કરતી, પહાડ તરૂઓની ઓથમાંથી પડતી, એક બાજુએ ત-

રૂલતાઓને છેલ્લીને એમજ ભાન કરાવતી હતી કે મોટા મોટા મહારથીના શરિરમાંથી લોહિની નાની પાતળી ધાર વહી જતી હોયની ! વળી, સંધ્યાદેવીની પધરામણીની તૈયારી થતી હોવાના સબળ કારણે વૃક્ષો, પોતાના પુર જોરથી પૃથ્વિમાતાને હવાના હલેસા મારીને આખા દિવસની શ્રીભાનુપતિથી રક્તમયી તપેલી જમીનને શાંત્વન કરતા હોય તેમ પલકે પલકે તે નીચાં ઉંચાં ડોલી રહ્યાં હતાં. સાયંકાળના પ્રભાવમાં બહુધા શાંતિદેવી પ્રમુખપદે હોય છે. એથી શાંતિના અટલ રાજ્યમાં વનરક્ષકો જેવાં કેઃ— સિંહ, વાઘ, ચિત્તા તેમજ તેવાંજ ડરામણાં ડાચાવાળાં ફાડીખાનારાં હિંસક પ્રાણીઓ સંધ્યાના આવાગમનમાં કોઇપણ ડખલ કરે નહિ, તેને માટે મગરૂરતાથી છુપી રીતે ફર્યાં કરતાં હતાં.

આવા ભયકારક વખતે વિલાસિની યાને ઉપનામધારિણી યોગીની એક ઘટ્ટાદાર વટવૃક્ષ નીચે થોભીને પોતાના મનતરંગોને ભાવિ કાર્યક્ષેત્રમાં કેમ પ્રવૃર્તાવવા તેનો વિચાર કરવા લાગી. પ્રથમ તો આ વેષમાં જવું કે કેમ? તેનો ખ્યાલ તેને થયો. ખ્યાલના અંતે તે ચોકસ વાતપર આવી જઇને તેણે યોગીની સ્વરૂપે વિલાસપુરમાં જવાનું મુકરર કર્યું. બીજી

પળે તે મનમાં બબડી. "હરકત નહિ, જેવો સમય તેવું વર્તવું, ત્યાં ગયા બાદ સૌ થઇ પડશે." આટલુંજ તેના કુમળા મગજમાં ઠશી ગયું. ભવાનીપુરથી નીકળે આજે તેને બે દિવસ અને બે રાત્રી થઈ હતી. ઉંઘ, અહાર, શાંતિ સર્વ કંઇ તે બે દિવસથી ગુમાવી બેઠી હતી. આથી તેનું હૃદય વધારે વ્યાકુળિત થયું હતું, તેણે આજની રાત્રી આ ઘટાદાર વૃક્ષપર ગાળવાનો નિશ્ચય કર્યો, પરંતુ ભુખ અને તૃષાની વેદનાએ ઘેરાઈ ગઇ હતી. તેની પાસે કંઇપણ સાધન નહોતું કે જેથી તે આજની રાત્રી સુખે ગાળી શકે. માણસને પાણી અને ખોરાક ન મળતાં તે તદ્દન શક્તિહિણ થઇને દીવાના જેવું બની જાય છે, તે પ્રમાણે આપણી રાજ્યનંદિની વિલાસિનીની ભવ્ય કાંતિ તેજહિણ બનીને શુષ્ક થવા સાથે વ્યગ્રતાવાળી થઇ ગઇ, તોપણ તેજ દશામાં તે કંઇજ કરી શકી નહિ. આટલા લાંબા પંથથી શ્રમિત બનેલી ભૂખ તૃષાથી અકળાએલી હોવા છતાં, તે યોગીનીથી કશું થયું નહિ. અરે! તેને કંઈજ ગમ પડી નહિ. આમને આમ તે લગભગ એક કલાકથી વધારે વખત થોભી. આખરે તે ભૂખ અને તરસને શાંતિ આપવાની ઇચ્છાથી થોડુંક ચાલી, આ

વખતે તેની દ્રષ્ટિ ચોમેર ફરકતી હતી, એટલામાં તેની નજરે એક તાજુબી પમાડનાર દ્રષ્ય જણાયું, પોતે વ્યાકુળિત હોવા છતાં હિમ્મતથી તે જણાયલા દ્રષ્ય સમીપ ચાલી, છેક તે દ્રષ્યની નજીક આવી, તો તેને એક મનુષ્યાકૃતિ પડેલી જણાઇ. તેણે એકજ પળના વિલંબે પડેલા મનુષ્યના સર્વાંગપર પોતાની ચક્ષુઓને સ્થિર કરી જોયું, પરંતુ તેને કંઈપણ જાણવાનું મળ્યું નહિ, ત્યારે તેણે અંગપરની દ્રષ્ટિને પાછી ખેંચતાં પડેલી આકૃતિથી થોડેક દુર એક મુસાફરીને લાયક નું ખંજર પડેલું હતું, તે જોયું. એજપળે તે ખંજરને ઉપાડી લીધું અને બારીકાઇથી ઉલટાવી સુલટાવી તપાસ્યું તો ખંજરના હાથા ઉપર ફકત "**તેજસિંહ**" એટલાજ શબ્દો દેખાયા. આ વખતે આ યુવાન પણ કંઇક સંસારની ઓછી ઉપાધિવાળી યોગીનીસ્વરૂપ વિલાસિનીના હૃદયમાં એક પ્રકારનું નુતન પણ ભુત કાર્યનું સતેજ દ્રષ્ય ખડું થયું, પણ તે, તે દ્રષ્યપર કંઈજ વિચાર કરે તે પહેલાંજ પેલા પડેલા માણસની આંખો ઉઘડી ગઈ, પરંતુ તે બીજી કોઈ સ્થળે નજર ન નાખતાં, સુતાં સુતાંજ અન્ય પ્રતિ વાતો કરતો હોય તેમ બોલ્યોઃ—

"અહો! રાજ્યનંદિનીનો પત્તો તો ક્યાંએ નથી, કુંવર રણમલ પણ ક્યાં? હવે તો આ દિવસો કેમ જશે? આઠ આઠ દિવસનો શ્રમ થવા ઉપરાંત પણ રાજ્ય અને નિતિમય કાર્ય માટેની કસોટી કિરતાર કરે છે. શેરસિંહની કફોડી સ્થિતિ કોને કહેવી? પ્રધાન મુર્ખદત્તજ રાજા બન્યો છે! અહો! પ્રભુ તારે ત્યાં આ જમાનામાં સત્ય છેજ નહી, આવા પાપાત્માઓ નીડરપણે મોજ મારે છે, સ્વામિભક્તો તેમજ સત્યશીલ હૃદયવાળાઓ ભુરે હાલે રીબાય છે. ધન્ય! ધન્ય!! વીરનંદન, તારી ક્ષત્રાણી માતાને લાખો ધન્ય છે. અરે શુરવીર! તારી સ્વામિભક્તિ ખરેખર અકથ્ય છે. પણ હાય! તે બીચારો કેદમાં, અરે! રાજા-રાણી પણ કેદમાં! આ શો જુલમ? કોની સત્તા! કોણ ઉપયોગ કરે છે! દુનિયા દગાબાજીથી ભરાયેલી, સ્વાર્થતાથી ભરપુર છે. અરે નીચ, કસાઈ મુર્ખદત્ત! તારા પાપીષ્ટ સ્વાર્થસાધુ પ્રયાસમાં હાલ તો ફાવ્યો છે, પરંતુ જ્યાં સુધી આ દેહમાં પ્રાણ છે ત્યાંસુધી તો તને સુખમાં હું જોઇ શકીશ નહિ." આજ પ્રમાણેના ઉદ્દગારો તેના હૃદયદ્વારાએથી મુખપર આવતા અને યોગીનીના કાનમાં ભરાતા તેને ચોક્કસ ખાત્રી આપતા હતા કે તે પડેલો માણસ પોતાના પિતાના રાજ્યનો એક નિમક-

હલાલ સ્વામિભકત નોકર છે, આથી તે મનુષ્ય પ્રતિ તેણે ઘણીવાર સુધી જોયા કર્યું. આખરે "આતો સાચો સિપાઇ બચ્ચો અને મને મદદ કરનાર નેકનામી નોકર તેજસિંહ છે." આજ વાકય સિદ્ધ થઇને તેના મુખથી બહાર નીકળ્યું, પછી તે વીરાઙ્ગાએ છેક નીચા નમીને સુતેલા માણસની કર્ણેન્દ્રિય પાસે મોંહડું રાખીને પૂછ્યું, "તેજસિંહ, આ વખતે અહિંયા કયાંથી?"

તેજસિંહ આ વિચિત્ર ચમત્કૃતિથી અજાયેબીમાં પડયો અને તેનો ચહેરો અત્યારસુધી શુષ્ક પાંદડા તુલ્ય બની ગયો હતો, તેનાપર આ ચમત્કૃતિ વાકયથી લાલી પથરાઈ ગઈ. તે એકાએક બેઠો થયો. પોતાનું અંગ મરોડતાં સંધ્યાની સાક્ષિમાં, વળી આવી શાન્તિના અટૂલ વન રાજ્યમાં મારૂં નામ કોણે પોકાર્યું. એમ તેને થવા લાગ્યું, તેણે પોતાની આંખો કેટલીક વાર પર્યંત ચોળી, જ્યારે તેની પુર્ણ ખાત્રી થઇ કે પોતાને પુછનાર કોઈ એક પરિચિત આકૃતિ, તે પણ એક સ્ત્રી જાતિની છે, ત્યારે તે બોલ્યો:—

"મારૂં નામ તમને કેમ આવડયું? તમે મને સાથી ઓળખ્યો? શું તમે મારા પરિચિત છો? આ ભયાનક વનમાં

આમ ભટકવાનું મુખ્ય કારણ શું છે?"

"હું કંઇ પણ જણાવું, અરે! હું કંઈ પણ તમને કહું, તે પહેલાં મારે જાણવું જોઇએ કે તમારી કઈ ઈચ્છાથી તમે સ્ત્રી સહોદરને દુર કરીને, સર્વને તજી, આમ રસ્તા વચ્ચે પડયા છો?"

"તમારી વાકય પદ્ધતિથી હું એક ગાઢ પરિચિતના સહવાસમાં આવ્યો છું, તેથીજ મને ઉમેદ છે કે મારા હૃદયથી નીકળતા શબ્દોને તમારા શિવાય કોઇને પણ સ્થાન મળશે નહિ."

"સ્વપ્ને પણ તેવી ભાવના ન રાખો."

"મારી ધારણામાં હું ત્રણ માસથી પ્રયત્ન કરતો આવ્યો છું છતાં તેમાં ફળની આશા ન જણાઈ. જેથી હું આજે આઠ દિવસ થયાં વિલાસપુર તજીને, અરે! તેને ખરેખર હૃદયથી ધીક્કારીને ચલાયમાન થયો છું. આજનો છેલ્લો દિવસ મારી ધારણાની ગણત્રીમાં આવ્યો, પરંતુ તેમાં હજુ સુધી મને કંઈજ તે ધારણા ફળદાયિનીરૂપે પરિણીત થઇ નહિ, તેનીજ ઝંખનામાં મારા મનતરંગોનો જુસ્સો વધ્યો

અને તે સહન ન થઇ શકવાથીજ મારી શક્તિ મારાથી છટકી ગઈ અને હું જમીનપર પટકાઇ પડયો, મારૂં નામ તેજસિંહ છે એમ જાણવાનું કયું સાધન તમારા હાથ લાગ્યું ?"

"કોઇ પણ કાર્યમાં સાધક જો તિવ્ર વૃતિવાળો હોય તો સાધ્ય વસ્તુ તેનાથી લેષપણ દુર જઈ શકતી નથી. અરે ! પોતાની પાસેજ નજરેનજર તાદ્રષ્ય જણાય છે. તેજ પ્રમાણે આ ખંજર મારી સાધ્ય વસ્તુ જણાઈ, મને તે મળતાંજ તેને ઉલટાવી સુલટાવી જોતાં જણાયું કે તેનાપર નામ "**તેજસિંહ**" છે વળી એ પણ હું જણાવું છું કે તેની ખરીદનાર કોઇ સ્ત્રી છે." ખંજર બતાવતાં વિલાસિનીએ છેવટના વાકયપર ભાર મુકયો.

"હા. તે ખંજર વિલાસપુરની રાજબાળા વિલાસિનીએ મને આપેલું છે."

"ત્યારે તો આવી કીમતી બક્ષીસ માટે તમે તેને એક મહાન મદદ કરી હશે કેમ ?"

"હા, પરંતુ તે સઘળું એક સત્ય, ધાર્મીક ફરજને લઇનેજ." તેજસિંહે કહ્યું.

વિલાસિનીની પાસે જાણે હવે કંઇ પૂછવાનું રહ્યું નથી અને તે તેજસિંહ તરફ પુછાયેલા પ્રશ્નોથી સંતોષ પામી હોય તેમ તે મૌનવત્ ઉભી રહી. વળી થોડીક પળે તેજસિંહને ઉલટાવીને પુછવા લાગી:—

"તમને કઈ ચીજે આશાછિન્ન કર્યા?"

આનો ઉત્તર આપવાને તેજસિંહ પોતાની વિચાર નૌકામાં બેસી ગયો, તેનું હૃદયસુકાન ડગમગવા લાગ્યું, પોતાનો ભેદ એકાએક આવા અજાણ્યા માણસ પાસે સ્ફોટ કરવો, તેને યોગ્ય લાગ્યું નહિ, પરંતુ કંઇપણ બોલવું તો જોઇએ તેથી તે બોલ્યો. "હું શું કહું:–" વળી કંઇ આશ્ચર્ય યુકત મુદ્રાએ કહ્યું. "તમને આવા પ્રશ્નો પુછતાં કંટાળો નથી આવતો?"

"ના."

હવે તેજસિંહ શું કહે? આ વખતે સત્ય-શોધિકા દેવીને કહેવા લાગ્યો:—

"તમે કોણ છો તે તો કહો? પોતાની વાત છુપાવીને

બીજાનો ભેદ જાણવો છે? આમ યોગીની બનીને કેમ ભટકવું પડે છે?"

"તમે જરાપણ સંકોચાતાં નહિ. હું પ્રતિજ્ઞાથી જણાવું છું કે મને કહેવામાં આવશે તે પ્રાણાન્તે પણ હું બહાર નહી કાઢીશ."

"તો પણ મારો ભેદ, એકાએક કોઇને પુરતી રીતે જાણ્યા સિવાય કદ્દિપણ કહેનાર નથી."

"હું પરિચિત છું તેમજ માનો."

"તે કેમ બને? ખાત્રી આપો."

"ખાત્રી, હા ખાત્રી! જુઓ ખાત્રી, ઉપકારના કાર્યની ફાંસી, કહેવાયેલા રાજદ્રોહીના પુત્ર ચતુરની હિમ્મત!" આ વાક્ય સમેત તેજસિંહનો આનંદ છલકાઇ ગયો. તેનું વદનમંડળ હર્ષીત બની ગયું. તેનો તમામ શ્રમ દુર થયો. તે તદ્દન શાંત પણે હૃદયનો ઉભરો છલકાતાં ખાલી થઇ જાય છે, તેવી રીતે બોલ્યોઃ—

"કોણ વિલાસિની! અરે રાજબાળા વિલાસિની!!"

"હા, તેજ ઉદાસિની, ભગવા વસ્ત્રો પરિધાનિત કરતી રવડતી યોગીનીરૂપ વિલાસિની."

પ્રભુની ખુબી તો અવધિજ છે, જેની શોધમાં, જેને મળવાને કેટલાક દિવસ પર્યંત ભાટકાં મારતો આ દશાએ પહોંચી ગયો. તેજ સમય, તે ખરા આનંદના અવસરમાં તેજસિંહ વિલાસિની તરફ શુદ્ધ પ્રેમાળ દ્રષ્ટિએ વદયો:—

"રાજબાળા, માનાપમાન માટે ક્ષમા ચાહું છું."

"તેમાં ક્ષમા આપવા જેવું છેજ શું? તમારી ફરજ છે કે આમ એકાએક ભોળવાઇને કોઇને ભેદ આપવો નહી. ઠીક, સર્વોત્તમ કાર્ય પ્રથમમાંજ થયું છે, હવે મને એક મહાન મદદગાર મળ્યો છે. ચાલો આપણે પેલા દેખાતા ઘટાદાર વટવૃક્ષ પાસે જઇએ. જુઓ, રાત્રીની ચંદ્રિકા, યુવાકાલિન પ્રભામાં મસ્તપણે પોતાની રૂપેરી ચાદર પૃથ્વિપર પાથરતી જાય છે. આપણે પ્રાતઃકાળે વિલાસપુર તરફ અત્રેથી પ્રયાણ કરીશું." આટલું કહેતાં કહેતાં તેઓ બન્ને જણાં વૃક્ષ નજીક આવી પહોંચ્યાં. આ આનંદમાં વિલાસિનીની ભૂખ તૃષ્યા કયાંએ ચાલી ગઈ, તે જણાયું નહી, તેજસિંહે પોતાના પાસેનું બીછાનું પાથર્યું, તે પર વિલાસિનીને બેસવા જણાવ્યું

અને પોતે જરા દુર બેઠો. તેઓએ અરસપરસની વિટંબણા જાહેર કરી અને બીજી સવારે આ બન્ને સત્યશોધકો વિલાસપુર પ્રતિ પ્રયાણ કરી ગયાં.

વાંચન જીજ્ઞાશુ, હાલ તો વિલાસિનીના ભાવિકાર્યમાં તેજસિંહનો મેલાપ "**જગલમાં મંગલ**" તરીકે લેખાયો છે એમજ માનીને તેમનાં સદ્કાર્યો સફળ બને તેવી નમ્ર પ્રાર્થના શ્રી પ્રભુ પ્રત્યે ગુજારો.



# પ્રકરણ ૧૨ મું.

## સ્ત્રી પુરૂષના કર્તવ્ય પ્રદેશ.



સખી, તારી બુદ્ધિના જેટલાં વખાણ થાય તેટલાં કમતી છે, આપણી યોગીનીના શુભ સંદેશા માટેના માંગલ્ય દિના પસંદ કરવામાં તારી ચાતુરી [illegible] છે, જોને, તે દિવસ પણ આપણી ભારતવર્ષની આર્યમહિલાઓનો સદ્પ્રતિજ્ઞામય દિન નીમ-એકાદશીનો હતો, તે દિવસથી કંઇક અંશે તે શુભ સંદેશાનું લક્ષપુર્વક મનન કરવા સાથે ઘણીખરી વીરનારીઓએ પોતાથી બનતું કરવાનું સહાસ ખેડેલું દ્રષ્ટિગોચર થાય છે અને જ્યાં ત્યાં આપણી યોગીનીનાજ સદ્બોધના યશગુણનું દિગ્દર્શન થતું જોવામાં આવે છે. ખરેખર એ કંઈ જેવી તેવી વાત નથી. તે શુભ સંદેશાએ આપણામાં એક નુતન આનંદ પ્રકટાવીને પ્રત્યેક ગૃહિણીના સુહૃદયમાં સજ્જડ છાપ છાપી છે, તેને માટે

આપણે સઘળાઓ તે મહાદેવીરૂપ યોગીનીનો જેટલો આભાર માનીએ તેટલો થોડો છે. આ યોગીનીનું પણ સદ્‌નામ "**ભારતવર્ષ યાને રત્નગર્ભા**" ભુમિને અર્પતાં લેષપણ શંકા થતી નથી. આજે તે બાકી રહેલો સંદેશો પૂર્ણ કરવાનો અમુલ્ય અવસર પ્રાપ્ત થયો છે, **વટસાવિત્રી**નું મહાત્મ શું છે ? તે જાણનારી તો આ જમાનામાં વિરલજ મળી આવશે, છતાં પણ આ પર્વપર એટલું તો જોર દેવામાં આવ્યું છે કે, આ તેજ દિન છે કે પોતાના પતિના પ્રત્યેક કાર્યો, ભાવિ સદ્‌ભાવનાઓ અને અખુટ બળ, લક્ષ્મિ, દીર્ઘાયુ પ્રાપ્ત થાય તેને માટે આર્યમહિલાઓ આખી રાત્રી જાગરણ કરીને પ્રતિપળે શ્રી પ્રભુ પ્રત્યે નમ્ર ભાવે પ્રાર્થના ગુજારે છે." રાણી નંદકુંવર અને પ્રધાનપત્નિ મલ્લિકાદેવી ભવાનીપુરના રાજબાગમાં ફરતાં ફરતાં સંધ્યાની પવનલ્હેરોમાં શાંત પ્રભાવનો આનંદ ચાખતાં, વળી બાગમાંની કુમળી પુષ્પલત્તાઓ પરનાં પુષ્પ ચુંટતાં ચુંટતાં યોગીનીના શુભ સંદેશાનું અવલોકન કરતી, પ્રત્યુત્તર શું થાય છે તેની રાહ જોતી, પોતાની કાળી ભ્રમરવાળી કીકીઓ ચોતરફ ફેરવતી રાણી આગળ બોલતાં અટકી પડી.

"ખરેખર, મીઠી મશ્કરી હમારા જેવાની કરવાનેજ શ્રી પ્રભુએ તમને રાણીપદ બક્ષેલું જણાઈ છે." હાસ્યમુખી મલ્લિકાએ જણાવ્યું.

"એમાં મશ્કરી શી લાગી? પરંતુ જો! જો!! વિમળાનું આજે આનંદમુખ કેવું ખીલેલું જણાય છે! તે આપણુને બોલાવવા આવી હશે." હાથના ઈશારાથી વિમળા તરફ આંગળી કરતાં રાણી બોલી:—

"બા સાહેબ, આજે તો ઉભા રહેવાનો પણ માર્ગ નથી મને તો એમજ લાગે છે કે ગામ આખું અહીંજ ભરાઇ આવ્યું છે, કોઈ કોઈનું કાને પડવા સરખાં દેતાં નથી, આપ પધારો એટલે ગડબડાટ ઓછો થશે." વિમળાનું વદન આનંદથી ખીલી નીકળેલું આશ્ચર્યયુકત જણાતું હતું.

"ચાલ, ચાલ, હું તારી આવવાનીજ રાહ જોતી હતી." રાણી અને મલ્લિકાદેવીએ સભા મંડપ પ્રતિ પ્રયાણ કર્યું.

* * * * * * *

એક સાધારણ નિયમ છે કે જે સ્થળ સ્ત્રીઓનું એકત્રિત થવાનું હોય છે તે ઘોંઘાટથી સદાકાળ છવાયેલું રહે તેમાં નવાઇ નથી.

મહારાણી નંદકુંવર અને પ્રધાનપત્નિ બન્ને સભામાં આવી ગયાં. સૌ સ્ત્રીઓએ હર્ષોદ્‌ગારથી તેમને વધાવી લીધા બાદ મહારાણીએ યોગીનીનો સંદેશો વાંચતા અગાઉ આગળ જણાવેલી બીનાનું ઉપલક્ષ્ય ખેચ્યું. બાદ નવીન પરંતુ અધુરો સંદેશો મહારાણીએ પોતાના આસનેથી ઉઠીને શરૂ કર્યો:——

**"ભારત ભુષણ ભગિનીઓ,**

આપણાં સ્ત્રીઓનાં કર્તવ્યથીજ ભારતવર્ષને "**રત્નગર્ભા**"નું સુંદર નામ મુબારક થયું છે અને એ તો તાદ્રશ્ય છે કે મહાકઠીણ, અનેક ગુંચવણોવાળાં કાર્યો પ્રાચીન કાળનાં સ્ત્રીત્વને ઝલકાવતી વીરમાતાઓથીજ થયેલાં છે, તે બદ્દલનો સ્ફોટ આપણે કરી

ગયાં છીએ. હવે આપણે એ જાણુવાની આવશ્યકતા છે કે એવું પ્રભાવશાળી સતિત્વની પીછાણુ આપનારી આર્યમાતાઓની કેળવણી કયા પ્રકારની હતી? પરંતુ તે જાણવા અગાઉ આપણા જનસમુહમાં એક વિચિત્ર અને ઉદ્ધત ચર્ચા જ્યાં ત્યાં ચર્ચાતી જણાય છે તે તરફ નજર કરીશું. એ વિચિત્ર ચર્ચા એ છે કે:– સ્ત્રીઓને સમાન હક્ક શામાટે ન મલવા જોઇએ. સ્ત્રીઓના દરેક હક્કો પુરૂષોએ છીનવી લીધા છે માટે સ્ત્રીને કેળવણી એવા પ્રકારની મલવી જોઇએ કે, તે છીનવાયેલા હક્કો તે મેલવી શકે, પરંતુ આવી સમજની સામે થવાને કુદરતી કળાજ છે. કુદરતે સ્ત્રી પુરૂષના બંધારણમાં ઘણીજ ભીન્નતા રાખેલી છે. એ ભીન્નતાને લઇને સ્ત્રી પુરૂષના કર્તવ્યો પણ ઘણી ઘણી રીતે જુદાંજ નિર્માણ કરેલાં છે, વિશેષ તો સ્ત્રીની રચનામાં, લોહીના બંધારણમાં, નાડીની ગતિમાં, શરિરમાં રહેલી શક્તિઓના વિકાસમાં ભીન્નતા સ્વાભાવિક રીતેજ દ્રષ્ટિગોચર થાય છે. સ્ત્રી કરતાં પુરૂષ બળમાં વધારે

છે, તેની ચાંચલ્ય શક્તિઓ ઘણીજ તિવ્ર છે અને કં-ઈક અંશે જીવન પણ ટુંકુ હોય છે. જ્યારે સ્ત્રીની પુરૂષ કરતાં દીર્ઘાયુ, સહનશીલ શક્તિ જાદે છે અને ચપળતા ભાગ્યેજ જોવામાં આવે છે. આવી રીતે જ્યારે કુદરતે તેમાં ભીન્નતા કરેલી છે કે જે સૃષ્ટિ ઉત્પતિથીજ ઉતરી આવેલી છે. તે આકસ્મિક નથી કે તેને દુર કરી શકાય, કેટલાક આંગ્લ ભાષાના અભ્યાષિઓ પરંતુ આર્યસંતાનો પોતાના જ્ઞાનનો ઝરો ખાલી કરવાને કેટલીક ખ્યાતિ પામેલી સંસ્થાઓ દ્વારાએ અહીં તહીંના તરજુમાઓ કરીને આર્યદેશના અર્વાચીન સ્ત્રી સમાજપર સ્વારી કરતા જણાવે છે કે સ્ત્રીઓને સમાન હક્ક મળવાજ જોઇએ. તેવાઓના આધારે જો સ્ત્રીઓને પુરૂષના જેટલાજ હકકો આપવાની હીલચાલ થાય તો હાલમાં ચાલતું આપણું અવિચ્છિન્ન સંસાર ચક્ર ઘણાં થોડાજ સમયમાં છિન્નભિન્ન થઇને રોળાઈ જવા પામે વળી તેઓની લેખીણી તો સ્ત્રીઓ પ્રતિ પુરૂષો એક ગુલામડી પ્રમાણેનું વર્તન ચલાવે છે અને તેઓ એટ-

લે સુધી જણાવે છે કે સ્ત્રીની સાથેનો જે વ્યવહાર સેવ્ય–સેવિકાઆશ્રય છે તે પણ ન રહેવો જોઇએ, આવા આવા અનેક નહિ બનવા જોગ અને માન્યતા બ્હારના મતો તે લોકના પુસ્તકોપર ચીતરાયેલાં પૃથક પૃથક જણાઈ આવે છે. તેઓના લખવા પ્રમાણે સ્ત્રીને સેવિકા રૂપ ન ગણવામાં આવે તો પછી આ સૃષ્ટિની ઉત્પતિનો તદ્દન લય થવાનો સંભવ રહે છે. તેવા લેખકો, અનુવાદકો પોતાના કાયદાને ચલાવવા કટિબદ્ધ થઇને ઈશ્વરી કાયદાને તોડવાને વૃથા પ્રયાસ કરી રહ્યા છે.

**“ આર્ય બાળાઓ,**

ખ્યાલ કરો કે જે પોષક પોતાની પુલવાડીમાં પુષ્પ ખીલવે છે તે પુષ્પ તે પોષકને પોતાની મીઠી સુગંધની લીજ્જત આપવાને માટેજ, એક સુંદર અને મીઠા જળથી છલબલ કરતી સરિતા પોતાના સાગર પરંતુ ખારા સ્વભાવના સ્વામીનેજ ભેટવાને ઉત્સુકતાથી ગતિ કરી રહે છે. જો આ બધાની ગતિ વિચિત્ર થઇને

પલટાઈ શકે તોજ તે સેવ્ય–સેવિકાનો સંબંધ જુદો બની શકે પણ જ્યાં કુદરતેજ એવું નિર્માણ કરી દીધું છે ત્યાં હું, તું, અને તેવા તુચ્છ અનુવાદકો કે લેખકો શું કરી શકીએ !

શું સ્ત્રી એક ગૃહિણી થવાને રાજી ખુશીથી કબુલ કરતી નથી? બેશક, સ્ત્રીઓનું સર્વ સુખ એક ગૃહિણી ગુણોભરિત આદર્શરૂપ થવામાં સમાયેલું છે, પરંતુ કેટલાક તેના વિરોધીઓ પોતાની શુરવીરતાને અવળે માર્ગે ચડાવે છે. કારણ કે તેઓની તો એજ માન્યતા મજબુત હોવી જોઇએ કે સ્ત્રીઓને જબરજસ્તીથી ગૃહિણી બનાવવાનો આરોપ પુરૂષોપરજ છે, તેને આધારેજ પુરૂષો સ્ત્રીઓના હક્કના લુટારા છે તેમ તેઓ ધારે છે. આવાં આવાં કંઇક નાપાયાદાર અનુવાદિત લખાણોથી પોતાનાં પુસ્તકો ભરે છે તે ખરેખર આપણો સમાજ તેનો બહિષ્કાર કર્યા સિવાય રહ્યો નહિ હોય તો પણ કેટલાકો "Reformer" યાને તેવા લેખકોના મળતીયા સુધારકો કે જેઓ **"ઓછું પાત્રને અદકુ ભણ્યા વઢકણી વહુએ દીકરા જણ્યા."**

એ કહેવત અનુસારવાવાળાની સંખ્યા બહુધા તે લખાણનું અનુકરણ કરે તો તે લોકોને થોડોજ કંઈ આપણો આર્ય સમાજ રોકી શકે? તેમ છતાં એટલું તો આ સ્થળે જણાવવાનું ઉચિત્ત છે, કે જો પુરૂષો કમાવવાનું ન સ્વીકારે, તોજ સ્ત્રીઓ ગૃહવ્યવહારિક બાબતોપર પોતાનું દુર્લક્ષ રાખીને તેને પોતાના કર્તવ્યમાંથી નાબુદ કરે, પરંતુ સ્ત્રી પુરૂષોની બાબતમાં તેઓનાં કાર્યક્ષેત્રો ઈશ્વરી સત્તાથીજ ભીન્ન ભીન્ન થયેલાં છે, ત્યાં અન્યનું કંઈજ ચાલી શકતું નથી. સ્ત્રી પુરૂષનાં કેટલાંક કાર્યોમાં તેઓની હદ્ નકકીજ કરેલી છે. જેવી રીતે સુર્યનું કર્તવ્ય અગ્નિ વરસાવવાનું છે, તે શીતળતા પસંદ કરીને પોતાનો ઉગ્ર તાપ અટકાવી શકશે? તદ્દન અશકય. તેનું તે કર્તવ્ય નિર્માણ થઇ ચુકયું છે, તેજ પ્રમાણે સ્ત્રી પુરૂષનાં કર્તવ્યોની બાબતની જે ક્ષુલક આશાઓ છે, તે તદ્દન વ્યર્થ છે. સ્ત્રીઓને જો સમાન હક આપવામાંજ સાર્થકતા સમાયેલી હોય તો એ પણ યાદ રાખવાની ખાસ જરૂર છે, કે એવો કટોકટનો બારીક અને અનઘડ અવસર આવવાની ધાસ્તી રહે કે,

સ્ત્રીઓ પોતાનાં દરેક કાર્યોમાં પુરૂષોને અર્ધ હિસ્સાદાર ગણીને તેમની પાસેથી નહિ ધારવા અને માનવા જેવું કાર્ય કરાવવા ધમશાણ મચાવવા તત્પર થશે, તેવે સમયે આપણો સમાજ નિર્માલ્યવત્ બની જવાનો. આથી પુરૂષોનું કાર્યક્ષેત્ર યોજાયેલું છે તે તદ્દન શુષ્ક થઇ જશે. કારણ કે સ્ત્રીઓનાં દેખીતાં એવાં એવાં ઉપયોગી કાર્યો નિર્માણ થયાં છે તે, ગમે તેવી રીતે તે કાર્યો કરે જાય છે, પરંતુ સમાન હકની વ્હેંચણીમાં પુરૂષોથી જે કાર્યો નજ બની શકે, તેવાં કાર્યો માટે સ્ત્રીઓ છુટથી પ્રોટેસ્ટ ઉઠાવશે, તે વખતે આર્યસંતાનોની એક **"ત્રીશંકુ"** માફક ગતિ થવાનો ભય રખાય છે. આવી દીર્ઘદ્રષ્ટિ દોડાવવામાં ઉપરોક્ત કહેવતને અનુસરનારા કેટલાક "Reformer" સુધારકો પોતાની બુદ્ધિને તિવ્રતાથી ન ખીલવતાં જાડી બુદ્ધિથી પોતાનાં લખાણો આપણા હિંદુસમાજપર ચીતરી મારે છે. આવા લેખકો આર્યસંતાન હોઇને સમાન હક્કના સત્યાનાશીનાં પોકારો ઉઠાવવા પોતાના પુસ્તકોમાં આર્યસિદ્ધાંતોને સ્થાન ભ્રષ્ટતા દાખવીને આર્યભૂમિની પેલેપારનાં ઇતિહાસોના

સિદ્ધાંતો લાવીને આર્યદેશના "રત્નગર્ભા" મનાતા સ્ત્રી સમાજપર આક્રમણ કરે છે. તેજ હાસ્યસ્પદ છે. શું આપણા આર્યસિદ્ધાંતો વિશાળ દ્રષ્ટિબિંદુથી યોજાયેલાં નથી? બેશક, તેવા સુધારકોના ભેદી મગજમાં તેવું ક્ષુલક અને હાનીકારક માન્યતાવાળું એક પણ દ્રષ્ટાંત અદ્યાપિ પર્યંત તો નથી બનેલું.

આપણે ઘણીકવાર વાંચેલું અને સાંભળેલું છે કે ઘણાંક દરિયાપારના દેશોનાં વિદ્વાનોએ આપણાજ આર્ય-સિદ્ધાંતો તરફ માનની દ્રષ્ટિ બતાવી છે, અરે! એટલુંજ નહિ, પરંતુ આર્યસિદ્ધાંતોનું કેટલીક બાબતોમાં તેઓએ અનુકરણ કરેલું છે, તો પછી ઉપરોકત સ્ત્રીઓને સમાન હક્ક આપવાના મજબુત પ્રોટેસ્ટ રજુ કરવાવાળા વીર-સુધારકો પોતાના લખાણોમાં આર્યસિદ્ધાંતોને શામાટે સ્થાનભ્રષ્ટ કરતા હશે? તેજ ખરેખર તાજુબી પમાડ-નારૂં છે.

આપણાં પુર્વજો તરફ જ્યારે દીર્ઘદ્રષ્ટિથી ખ્યાલ

કરવામાં આવે છે, ત્યારે તે મહાન વીરનરોથી રચાયેલાં સુત્રોનું અધ્યયન કરવામાં આપણું પૂર્વનું ગૌરવ માનપૂર્ણ હતું, તેમ સ્હેજમાં આપણને કબુલ કર્યા સિવાય ચાલતું નથી.

વળી પ્રાચીન કાળની આપણી પુજ્ય મહાસતિ માતાઓ, અરે "**રત્નગર્ભા !**" કે આર્યદેશની **વીર–બાળાઓ,** શું સમાનતા નહોતી ધરાવતી? બેશક, સમાન હક ધરાવતી હતીજ, પરંતુ આપણા નવીન જમાનાના બહુરૂપી સુધારકોની માન્યતા મુજબના સમાન હક્કને તે વીર-માતાઓએ અન્યના મુખે સાંભળીને પોતાના કાનને પણ અપવિત્ર કર્યા નહોતા, તો પછી આ જમાનાનાં અનુસરનારા તેવા હકકો ધરાવવામાં તેઓ પોતાનું ગૌરવ સમજેજ કેમ? પ્રાચીન આર્યમાતાઓ, અરે! પતિપરાયણતાની મહાદેવીઓએ આ જગતના ઉત્પાદક પાસે એવા સમાન હકકની માગણી કરેલી ચીરકાળ રાખેલી છે કે જેવી રીતે સમગ્ર જગત પર તું, એક મહાન પ્રભુ છે અને દરેક જળે સ્થળે

વ્યાપક છે, તેજ પ્રમાણે અમારો પતિ અમારી દરેક રગેરગમાં વ્યાપક અને અમો સ્ત્રીઓનો પ્રથમ પ્રભુ અમારો પતિ છે અને ત્યાર પછી તું હમારા ઉભય નો પ્રભુ છે, એવો હક્ક આપ. જો તું તારા સમાન, અમારા પતિને માનવા જેટલો હક્ક નહી આપે તો પણ અમે અમારા પતિને તારી સમાનજ એક પ્રભુ તરીકે પુજવાને તારી પાસેથી જબરાઇથી તેવો હક્ક લઇશું. આજ પ્રમાણેના શ્રી પ્રભુની બરોબર પોતાના પતિને માનવાના હક્કમાં પોતાના પ્રાણની પણ પરવા ન કરવાવાળી એવી અસંખ્ય વીરાંગ્નાઓનાં ચરિત્રો છે.

“પ્રિય બ્હેનો,

તમને મહા સત્યવાદી, નૃપતિ શ્રીહરીશ્ચંદ્રની મહારાણી તારામતિનું દ્રષ્ટાંત કંઇક વધારે પ્રકાશ આપનારૂં ઓળખાશે કે, જ્યારે મહારાજા હરીશ્ચંદ્ર એક સત્યની ખાતર નીચ ગૃહે વેચાયા, ત્યારે મહારાણી તારામતિ, અરે! આખા સતિ મંડળની અગ્રગણ્ય તે મહાદેવીએ પોતાના પતિના સત્યત્વને સમગ્ર ભુમંડળમાં

પ્રકાશિત કરવાની પ્રબળેચ્છામાં ઉચીષ્ટ બળતણ ઉટકવાના, પાણી ભરવાના અને ઝાડુ કાઢવાના, જે પોતાના હરેક હરજ્જા કરતાં અસંખ્ય ગણત્રીમાં નીચાધિક કાર્યમાં પરિણીત થઇને પોતાના સત્યપરાયણતામાં તન્મય થયેલા સ્વામિના સદ્દકૃત્યોમાં પોતાનું નામ અને કિર્તિ અમ્મર કરેલું છે. તે આપણા સ્રીસમાજને શું બતાવે છે? એજ કે, પતિના પ્રત્યેક કાર્યને ખરા જીગરથી માન આપીને પતિવૃતાની, અરે નહિ! પતિની ઇચ્છાઓને સ્વાધિન બનીને તેની સેવિકા થવામાંજ એક આદર્શ આર્યમહિલારત્ન થવાય છે. વળી એથી જો આપણા સ્રી સમાજને સંતોષ ન મળતો હોય તો મહાભારતની અધિષ્ઠાત્રી દેવી, **દ્રૌપદી**નો દાખલો તમારી સમક્ષ રજુ કરતાં આનંદ પામું છું કે, તે મહાસતિએ જ્યારે દુષ્ટબુદ્ધિના દુર્યોધને! અરે અંધપુત્રે! પોતાની ભરસભામાં તેમને નગ્ન કરવાની દુષ્ટેચ્છાએ ચીર ઉતારવાને આણ્યાં, ત્યારે તે સભામાં મહાન ધર્મધુરંધર બાળ બ્રહ્મચારી એક ભિષ્ણ પ્રતિજ્ઞા પાલક, શ્રી**ભિષ્મ પિતામહ** પણ હતા. તે વખતે તે સતિદેવીએ ફરિયાદ

કરી કે મારા સ્વામિને મને જુગારમાં હારી જવાના શું હકક છે તેનો સંતોષ પુર્ણ જવાબ આપો. તેજ-પળે તે બાળ બ્રહ્મચારી મહાત્માએ જણાવ્યું છે કે "હે દિકરી! સ્વામિએ જે કાંઈ કર્યું હોય તેની છાયા રૂપ બનીને તેની આજ્ઞા પ્રમાણે વર્તવું અને તેને પ્રસન્ન રાખવો, એજ ખરો સનાતન ધર્મ અને એજ સ્ત્રીઓનું મુખ્ય કર્તવ્ય છે." શું આ દ્રષ્ટાંત આપણા હાલના સ્ત્રીઓના સમાન હકકના પ્રોટેસ્ટો રજુ કરવાવાળાને લય કરવા બસ નથી? ખરેજ, કેટલાક આજની કેળવણીના પ્રભાવમાં ગોથાં ખાનાર વીર સુધારકોના ભેજાંને તે દ્રષ્ટાંત એક ઉપલંભિત લાગશે, પરંતુ હજુ સુધી સનાતન ધર્મનુ કંઇક પણ રહસ્ય સમજે છે, તેઓ માટે તો ઉપરોક્ત દાખલો એક સદ્દાસર કરાવનારો થઈ પડશેજ. આ પરથી એટલું તો સિદ્ધ થઇ ચુકયું છે કે સ્ત્રીઓને સમાન હક્ક પુરૂષોના જેટલાજ નહિ મળવા જોઇએ પણ અચુક પણે પોતાના પતિને એક ઈશ્વિરમય લેખવાના સમાન હકક મેળવવાને આખા જગતના પાલણહાર વિભુ પ્રત્યે પ્રતિરોજ સ્ત્રીઓને

પ્રાર્થના કરવી જોઇએ કે તેના પૂર્ણ પ્રતાપથી પોતાના સ્વામિત્વના ઉંડા રહસ્યને સ્હેજમાં જાણીને પોતાના પતિને એક ઈશ્વરરૂપ ગણવામાં આદર્શ સ્ત્રી રત્ન તરી-કે પોતાનું સદ્દનામ ભવિષ્યની પ્રજામાં સુવર્ણાક્ષરે ચીતરી જાય, સ્ત્રીઓનું મુખ્ય કર્તવ્ય એજ છે કે સ્વા-મિની સેવામાંજ પ્રતિદિન નિમગ્ન રહેવું અને તેમાંજ તે સ્ત્રીનું કલ્યાણ છે. એવું માનનારી અને તેને અનુ-સરનારી પ્રાચીનની આર્યમહિલાના સદ્દવર્તનથીજ અત્યા-રસુધીનો આ સૃષ્ટિક્રમ નિયમિત ચાલતો આવેલો છે.

હું અર્વાચીન સુધારકો કે, જેઓના પ્રોટેસ્ટો સ્ત્રી ઓને સમાન હકક બક્ષવાના છે, તેવા નવીન યુવકોને પુછીશ કે તમારા વાંચવામાં, લખવામાં, સાંભળવામાં કે પરભાષાના કેટલાંક પુસ્તકોમાં એવી કોઇ વીર—નારી નું જીવન ચરિત્ર જણાયું છે કે, આર્યદેશને રત્નગર્ભા ના સુંદર નામથી ઝલકાવનારી સતિ સાધ્વિ, વીર—રમણી સાવિત્રીના પતિવૃતના પ્રબળ પ્રભાવે પોતાના પતિનો પ્રાણ યમરાજથી પાછો મેળવવા ભાગ્યશાળી થઇ હતી.

એનો જવાબ ફક્ત એટલોજ મળવાનો કે, હા! તેવી રીતનું નહિ, પરંતુ **કુવીન ઈલીઝાબેથ, મહારાણી વીકટોરીયા** વિગેરે શુરી રમણીઓએ પોતાના બુદ્ધિ-બળથી રાજ્ય વહીવટ ચલાવીને સમગ્ર જગત પરનાં લોકોને હેરતમાં હોમી નાખ્યાં હતાં, તો જો કે તેવી વીર–રાણીઓની બરોબરીમાં તો નહીજ, પરંતુ એ મહાન પ્રભાવશાળી શુરી રાણીઓના પ્રકાશના કરાકરની બરોબરી કરવાને આપણા આર્યદેશમાં પણ એવી શુરત્ન વીર–રાણીઓ થઇ ગઇ છે. જુઓ, **ઝાંસીની રાણી લક્ષ્મિબાઈ, રજીયાબેગમ** આદિએ રાજ્ય વહીવટથી, સમય પરત્વે રણસંગ્રામમાં પોતાનું તેજ ઝલકાવીને મહાન શત્રુઓને પ્રત્યક્ષ હુંફાવ્યા હતા. એ વાતપણ આપણા સમાજે વિસરવી જોઇતી નથી. એટલુંજ નહિ પણ આર્યાવૃતના સ્ત્રી રત્નોએ પોતાની બુદ્ધિ ચાતુર્યની પુર્ણ પિછાણમાં ઘણીક વખત પુરૂષોને છક્કડો ખવાડી છે, છતાં પણ આર્યમહિલાઓએ પુરૂષો નીજ છાયામાં રહેવાનું લક્ષ દરજ્જે વધુ પસંદ કરેલું છે, તેનું કારણ એ છે કે કુદરતેજ તેનો ધર્મ

સેવિકાનો નિર્માણ કરેલો છે, ત્યાં કોઈનું શું ચાલી શકે ?

જો કે હાલમાં કેટલાક સુધારકોના મનમાં ભમતા ઉદ્દગારો એજ છે કે, સ્ત્રીઓને સમાન હકક આપવા, એ આધારે જો, સ્ત્રીઓને સમાન હકક મળે તો એવો કટો-કટનો અવસર આવી જવાનો સંભવ રહે છે કે, જેમ પુરૂષો પ્રદેશ કમાવવા અગર કોઇ કાર્ય પ્રસંગે બહાર જાય છે અને સ્ત્રી ગૃહકાર્યમાંજ પોતાના સુખી દિવસો ગુજારે છે, એજ સમયે સમાન હકક ધરાવનારી સ્ત્રીઓની મરજી પ્રદેશ કોઈપણ પ્રકારે જવાની થઈ, જેમ એક વરસ ધણી બહાર જઈ આવ્યો અને આપણે ગૃહકાર્ય સંભાળ્યું, તો હવે આપણે જઇએ અને પુરૂષો ગૃહકાર્ય સંભાળે, એ ધારણાથી સ્ત્રીઓ પરદેશ જાય તો પછી બાળબચ્ચાંને સાચવવાનું તેમજ હરેક પ્રકારનું ગૃહકાર્ય કરવાનું એ પુરૂષના માથાપર આવી પડે તો તેવે વખતે શું પુરૂષથી તેવું કાર્ય થઇ શકે ? તેનો ખ્યાલ કરવો એજ મહા દુર્ઘટ છે.

જો કે આ સ્થળે એક શંકા ઉપસ્થિત થાય છે કે, સ્ત્રીઓ તેવી માગણી કરેજ નહિ, પણ હે આર્યવીરો! જો કદિ, ન કરે નારાયણ કે "**ગઢવી ઘોડે ચડે**" એટલે સ્ત્રીની બુદ્ધિ પાનીએ, એ સુત્રાનુસારે એવી હઠ લઈને સ્ત્રીઓ બેસે તો પછી સમાન હકકના સુધારક બંધુઓને ઘેર રહેવું પડે અને નહી કરેલું કાર્ય કર્યા સિવાય છુટકોજ ન થાય. છોકરૂં જંગલ ગયું હોય, તેને ખવડાવવું હોય, રાંધવું હોય, વાસીદું કાઢવું હોય, નાનું બચ્ચું રોતું હોય, તે રોગી હોય, તેને રોજ બે રોજ સ્વચ્છતાથી નવહાડવું હોય, વીગેરે ફકત બચ્ચાંઓનીજ ઉપાધિથી ગૃહકાર્ય પુર્ણ થતું નથી, પરંતુ દાળ, ચોખા, આટો વીગેરે હરકોઈ જરૂરીઆત વસ્તુઓનો ટોટો અગર તો સડી બડી ગયેલું અનાજ સાફસુફ કરવું, કરાવવું હોય, વળી તેમાં પણ તે ગૃહ-કાર્ય પુર્ણતાને પામતું નથી, અસલી ચાલતા આવતા રિવાજ મુજબ, લગ્ન મરણના ટાંકણે ગાવા, રોવા કે છાજીયાં લેવા જવાનું હોય, વીગેરે મહા ઉપાધિયુકત ગૃહકાર્યનું જેટલું વર્ણન કરીએ તેટલું થોડુંજ છે. તેવું

મહા કઠીણ કાર્ય કે જેને માટે સ્ત્રીઓને તે કરવાનો ધર્મ સમજાવેલો છે, તે જો સમાન હકકના બણગા ફુંકનારા તકલાદી ફેશનીયા, સુધારકોના શીરપર આવી પડે તે વારે, તે વખતથી ખરેખર આર્યસંસારમાં એક હસાહસરૂપ નવીન ઉપદ્રવ જ્યાં ત્યાં જોવામાં આવે અને આખરે તે સુધારક જીવન ખારૂં ઝેર સમું લાગે અને મર્ણોન્મુખે ઈશ્વરના કરેલા કાયદાઓ ફાયદા કારક છે એમ અંતિમમાં કબુલ કર્યા સિવાય ચાલેજ નહિ.

સ્ત્રીઓના સમાન હકકના હીમાયતીઓ તો અદ્ધર પાંખ વગરજ ઉડવાની વૃથા કોશીષ કરતા જણાય છે, પરંતુ વધુ તો હાસ્યજનક એજ લાગે છે કે તેવા વીર હીમાયતીઓ તો ઇંગ્રેજી કેળવણી પામેલા બહુધા ગ્રેજયુએટ હોય છે, એટલે તેઓના મગજમાં ત્યાંનાજ સ્વપ્ના ઘુંમ્યા કરે એમાં કાંઇ નવાઇ નથી, પરંતુ તેને અનુમોદિત કરનારી કેટલીક ઘરડી ડોશીમા રૂપ સંસ્થાઓ તે નવીન સુધારકોના સ્વસાપર કંઇપણ

ખ્યાલ આપ્યા સિવાય એકદમ આર્ય વિચારોથી બહીષ્કાર ને પાત્ર થતા વિચારોનો પ્રચાર કરે છે, તેજ ખેદયુક્ત છે, પણ તેમ થાય બા, થાય, તેવી સંસ્થાના સ્થાપકો પણ સાક્ષર રત્નોરૂપે સાક્ષાત્કાર હોય તો પછી આપણા આર્યસિદ્ધાંતોને અંધારામાં રહેવા દઇને પોતાના નવીન કાર્યરંગમાં ભેલસેળ થનારા એવા ધર્મનાં થોથાં ક્યાં ઉથલાવતાં ફરે, તેવા સ્થાપકોને પ્રાચીન આર્યસં-સ્કારના સિદ્ધાંતો શું અને કેવાં છે તેની ખબર ક્યાંથી પડે? કારણ કે તેઓનું વાતાવરણ નવીન કાર્યરંગના સ્વભાવમાં મિશ્રિત થયેલું હોય એટલે શામાટે પરસ્પરના ઐકય થતા નવીન કાર્યરંગને ન ઝલકાવે? આજકાલ સાક્ષરો એજ થઈ શકવાને સમર્થ હોય છે કે કંઇક નવીન, અગર તો પોતાના લેખ-લખાણોમાં પરભાષાના વિચિત્ર હાસ્ય ઉપજાવનારા વાકયો જ્યાં ત્યાં ટાંકેલાં હોય એટલે બસ, તેને સાક્ષરનો ટાઇટલ બક્ષવામાં આવે છે, તે પણ ઘણાખરા ગ્રેજ્યુએટોજ તે પદ ધારણ કરે છે. હવે કોણ જાણે કેવા પ્રકારના નવીન વિચારો પ્રદર્શીત કરીને સાક્ષરનો ટાઇટલ મેળ-

વવા નવીન સુધારકો બીડું ઝડપશે?

બહુધા ગ્રેજ્યુએટ સાક્ષરો પોતાના લેખ-લખાણોમાં ઇંગ્રેજી વાકયોને અગ્રસ્થાન આપવામાં પાછું વાળીને જોતા સરખા પણ નથી. સંસ્કૃત શ્લોકનું કે આર્યસિદ્ધાંતોનું નામ તો આવતા યુગપર મુલત્વી રાખે છે. આથી એ પણ સાબીત થયેલું જણાય છે કે આવી રીતની ભાષાની અદલાબદલી તે વીર-સાક્ષરોના કુસમકરથી ખરતા સુવર્ણાક્ષરોનેજ આભારી થયેલી હોવી જોઇએ. આ સ્થળે એમ નહિ માનવું જોઇએ કે લેખમાં ઇંગ્રેજી વાકયો નહિ આવવા જોઇએ, પરંતુ સ્થાન અને કાળપર તેમજ લખાણના વાતાવરણપર મુખ્ય આધાર રહે છે આપણા આર્યદેશમાં સાક્ષર નામને ઉજ્જવળ કરનાર ગુર્જરભાષાના ભુષણ વીર-રત્ન મરહુમ **ગોવર્ધનરામ માધવરામ** ત્રિપાઠી હતા, કે પોતાના "સરસ્વતીચંદ્ર"માં જેમ સઘળી ભાષાનું મિશ્રણ કરેલું છે અને જે યોગ્ય સ્થાને જે તે ભાષાને માન આપ્યું છે. તેજ પ્રમાણેના લખાણો હોવાં જોઇએ અને તેવાનેજ ખરો સાક્ષર કહેવો ઉચિત્ત છે,

એ સિવાયની તો એજ ગતિ ગણાય કે પોતાની માતાને ધાવવાનું મુકી દઇને પરાઈ સ્ત્રીને ધાવતાં કેટલીક વાર મેણાં કે હુંસા ખાવા પડે, માટેજ પ્રત્યેક લેખકોએ ખાસ યાદ રાખવું જોઇએ કે પોતાની માતૃભાષામાં પોતાનાજ દેશના દ્રષ્ટાંતો, સિદ્ધાંતો સચોટ અસર કરે તેવી રીતે લખવા અને ચર્ચવા, એજ અતિ માનનીય છે. તેના વડેજ પોતાનું, પોતાના ગૃહનું, પોતાના કુટુંબનું, પોતાના દેશનું અને પોતાની ભૂમિનું ગૌરવ વૃદ્ધિકર પામશે તે નિઃસંદેહ છે.

"પ્રિય ભગિનીઓ,

આપણા મુખ્ય વિષયને લેશપણ વિસરવો જોઇતો નથી. સ્ત્રીની સમાનતાની ખાસ જરૂર શેમાં, શેમાં અને કયે કયે સ્થળે હોવી જોઇએ! તેજ માત્ર હવે વિચારવાનું છે, જો કે ઘણીક બાબતોમાં સ્ત્રી પુરૂષના કર્તવ્યપ્રદેશ નીર્નીરાળાં છે. આથી આપણને કેટલીક અગવડો સાથે એમ પણ કબુલ કરવું પડે છે કે સ્ત્રીઓમાં વાસ્તવિક રીતે પુરૂષો અસમાનતા રાખે છે, પ-

રંતુ તેમ સમજવું એ એક દીર્ઘદ્રષ્ટિવાળાને ભુલ ભરેલું છે, કારણ કે આપણા આર્યસંસારનો ઇતિહાસ અને વિદ્વાનોના પુરાવાથી અનુમોદન મળી શકે છે કે જ્યારે જ્યારે પુરૂષો કોઇપણ પ્રકારના બ્હારના કામમાં લાગેલા હોય છે ત્યારે સ્ત્રીઓએ ગૃહકાર્યજ પસંદ કરેલું હોય છે તેથીજ સ્ત્રીઓને ગૃહિણી તરીકે ગણવામાં આવેલી છે. ગૃહિણી એટલે ગૃહકાર્ય પોતાની મરજી મુજબ ચલાવી જાણનાર સંચાલાક સ્ત્રી, આથી સામાન્ય રીતે સ્ત્રીનું મુખ્ય સ્થાન ગૃહ છે, એથીજ આપણે ઘણીક વખત જાણી ચુકયા છીએ કે ગૃહોપયોગી કાર્ય માટે પુરૂષો સ્ત્રીઓના મતની વિરૂદ્ધ જતા નથી. કારણ કે તેવાં કાર્યોમાં સ્ત્રીને મુખ્ય સ્થાન અપાયેલું છે. એ સ્ત્રીઓના સમાન હકકના સુધારકોએ પોતાનાજ ગૃહથી સીદ્ધતા નહિ કરી હોય? એવો જો તેઓને જાતિ અનુભવ મળ્યો હશે તો તે નવીન વીરમંડળને કબુલ કરવુંજ પડશે કે સ્ત્રીઓને આર્યસંતાનોએ ગુલામડી કે હલકી ઉપમાં આપીને કોઇપણ પ્રકારનું કોઇપણ વર્તન કર્યું નથી, કરતા પણ નથી અને ભાવિ-

માં કરશે તેની ખાત્રી રાખવી અશકય છે.

પુરૂષ ગૃહ રાજા છે અને સ્ત્રી ગૃહ રાણી છે. કોઈ રાજ્યના એક મુખ્ય પ્રધાનને જેટલી સત્તા આપવામાં આવે છે અને ફકત રાજાને તો પોતાના પ્રધાનના દરેક કાર્યપર સંમતી આપવાની હોય છે તેજ મુજબ સ્ત્રીઓ પોતાના ગૃહરાજ્યમાં હકુમત ચલાવવાને નિર્માણ થઈ ચુકેલી છે. તેમાં વખતો વખત પુરૂષોના મતભિન્નતાનારો થયાજ કરે છે. કવચિત એવાજ દાખલા મળી આવે કે ગૃહરાજ્યના મુખ્ય તંત્રી તરફથી જે કોઈ બાબત વ્યવહારમાં મુકવાને હકુમત ચલાવવાની પ્રબળેચ્છા પોતાના ગૃહરાજાને બતાવવામાં આવે તો તેમાં વખતે નિર્જીવ ભીન્નતા જણાઈ આવે પરંતુ અંતે જતાં ગૃહતંત્રીની કાર્યદક્ષતા પ્રસિદ્ધમાં આવ્યા વગર રહે નહિ.

ગૃહતંત્રી ગૃહરાજ્યનું સુકાન કયે પ્રકારે ચલાવે છે, અગર તેમાં શું શું ફેરફાર કરે છે, યા કરવા માગે છે, તે સઘળાનું રહસ્ય ગૃહરાજાને તો બહુધા માલુમ પડતું

નથી. ખાસ કરીને તેને તેવી ઉપાધિમાં આવવાનું પસંદ હોતું નથી. તે પોતાના ગૃહરાજ્યના એક તંત્રીને સંતુષ્ટ કરવાની ઉમેદોમાંજ પોતાનો ઘણો ખરો વખત વિતાડે છે.

હવેજ આપણને જાણવું જોઇએ કે સ્ત્રીઓનાં તેમજ પુરૂષોના કર્તવ્યપ્રદેશો જુદાં છે અને તેજ કર્તવ્યપ્રદેશના અંગે આપણે કહેવાને મગરૂર છીએ કે જેટલી પુરૂષોને કમાવવાના કાર્યપ્રદેશની સત્તા–હકક છે, તેટલાજ સ્ત્રીઓને ગૃહોપયોગી કાર્યપ્રદેશમાં સત્તા–હકક અપાયેલાજ છે. એટલે દરેક પ્રકારે સ્ત્રી, પુરૂષોને પોતપોતાના કર્તવ્યપ્રદેશોપર રાજ્ય ચલાવવાના ઈશ્વર તરફથી સમાન હકકો અર્પાયેલાં છે, નહી કે સ્ત્રીઓનાં કર્તવ્યપ્રદેશમાંના હકક માંથી પુરૂષો સમાન હકકની માગણી કરે અને સ્ત્રીઓ પુરૂષોનાં ભોગવાતા કાર્યપ્રદેશમાંના સમાન હકકની માગણી કરે. જ્યાં દરેક કાર્યક્ષેત્ર જુદાં જુદાં છે ત્યાં કોઈ કોઇને એક બીજાના હકકોની માગણી યાતો છીનવી લેવાની કોશીષો થાયજ કેમ? જેવી રીતે એક

ખેતીકાર પોતાનાજ ખેતરનો ઉપયોગ બીનસંકોચે કરે છે. તેને જેમ બીજાના ખેતરમાં ગમે તેવો પાક થયો હોવા છતાં તેને માગવાની કે છીનવી લેવાની ઇચ્છા થતી નથી. જો કદિ, જોર, જુલમથી એક ખેતીકાર બીજાનો માલ ઉચાપત કરે તો તે ગુન્હેગાર ઠરે છે. તેવીજ રીતે આ સંસારરૂપ બે ક્ષેત્રો છે. તેમાંનું પહેલું ક્ષેત્ર સ્ત્રીઓનું છે અને બીજું એટલે તેની બરોબર પડોશનું ક્ષેત્ર પુરૂષોનું છે, એટલે તે ઉભય પક્ષમાંથી કોઇપણ એક પક્ષ જો બીજાના હિતનું નુકશાન કરે તો જરૂર તે દોષવાનને પાત્ર છે, પરંતુ આ પાડોશી એવી રીતના નિર્માણ થઇ ચુકેલાં છે કે, તેઓમાં અરસપરસ પ્રેમની મજબુત ગાંઠ એવી તો સજજડ પડી ગયેલી હોય છે કે, તે છુટવાને ફકત એકજ માર્ગ છે કે, એ બન્ને નજીકનાં પડોશીમાંની કોઇ એકની જીંદગી નાબુદ થાય ત્યારેજ તે પ્રેમગાંઠ તુટી જાય, તે શિવાય તેને કોઇ વ્યકિત તોડનાર સમર્થ નથી. જ્યારે તેઓમાં આવી રીતની પ્રેમગાંઠ બંધાયેલી હોય છે ત્યારે આપણને સ્વાભાકિ ખ્યાલ થવો જોઇએ કે તેઓ-

નાં જે કાર્યક્ષેત્રો જુદાં જુદાં છે તેમાં તે બન્ને જણાઓ પોતપોતાના કાર્યક્ષેત્રની વાવણી કેમ કરવી અને કયા પ્રકારના ફળની પ્રાપ્તિ સારી થાય તે બદ્દલના અરસપરસમાં વિચારોની આપ લે કરે છે, પરંતુ જ્યારે તે વિચારોની આપ લેમાં એક બીજાના વિચારો ભીન્નતાને પામે છે, ત્યારે જરૂર તે ઉભયમાં કંઇક પોતાના સત્યવિચારયુકત સલાહની ચીનગારી અરસપરસમાં ચકમકે છે. આથી જેની સલાહ સાચી અને બળપૂર્ણ જણાય છે તે પ્રમાણે પ્રતિપક્ષને તાત્કાલિક વર્તવાની પોતાની સત્તાને છીનવાયલીરૂપેજ માનીને ફરજ પડે છે, પરંતુ આવી સમજ વધુવાર તેઓમાં ટકી રહેતી નથી કારણ કે, તેઓ બન્ને આ દુનિયાના કાર્યક્ષેત્રોના એવાં મજબુત પડોશીઓ છે કે અહોનિશ તેઓમાં પ્રેમ ઝરણું ઝર્યાજ કરે છે એટલે જેઓને પોતાની સત્તા માટેની જે ઉલટી સમજ થયેલી હોય છે. તે એકાએક ગુમ થઇને પોતાના ભલા માટેની યોગ્ય સલાહ પોતાના વિશ્વાસુ પડોશીએ આપી છે એમ તેને અચુકપણે કબુલ કરવું પડે છે. ત્યાર

પછીના કાર્યક્ષેત્રમાંના દરેક કાર્યમાં તેનું ઉત્તમ મત ગણીને વર્તન કરવામાં આવે છે.

હવે આજ સ્પષ્ટિકરણથી આપણે જાણી ચુકયા છીએ કે, સ્ત્રીના હકકો પુરૂષોએ છીનવી લીધેલા નથી, પરંતુ એક સુદ્દઢ પ્રેમની ખાતર સ્ત્રીના કાર્યક્ષેત્રના કેટલાક હકકો પુરૂષ તરફ અર્પાયેલાં છે, તેથીજ સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર કંઇક અંશે ઝગમગી રહેલું આપણે જોઇએ છીએ. જ્યારે કેટલાક નવીન સુધારકોનું માનવું એજ પ્રમાણેનું છે કે સ્ત્રીના હકકો પુરૂષોએ છીનવી લીધેલા છે માટે તે છીનવાયેલા હકકો, તેમજ પુરૂષો જેટલા હકકો ધરાવે છે તેમાંથી સમાન હકકો આપવાના પ્રોટેસ્ટો રજુ કરે છે. તે માટે ખરેખર અફસોસથી કહેવું જોઇએ છીએ કે, સ્ત્રીનું કાર્યક્ષેત્ર અને પુરૂષનું કાર્યક્ષેત્ર ભીન્ન ભીન્ન છે તો પછી શામાટે પુરૂષોના જે હકકો છે તેમાંથી સ્ત્રીઓને અર્ધા કરી આપવાને સાક્ષર બંધુઓ પોતાનાં બણુગાં અહીં તહીંનાં ભાષાંતરો કરીને આર્યદેશપર ફુંકી રહ્યા છે. તેજ નથી સમજાતું. પરંતુ

એટલું તો સમજી શકાયું છે કે "**સ્રીને સમાન હક્ક આપવા**" પણ કંઈ પુરૂષના કાર્યક્ષેત્રમાંના ભોગવાતા હક્કોમાંથી નહિ, પરંતુ જેના તેના કર્તવ્ય-પ્રદેશના તે માલીક છે તે કર્તવ્યપ્રદેશના હક્કો જેને તેને ઈશ્વર તરફથીજ સમાન વહેંચણી થઇનેજ અપા-યેલાં છે એટલે એક બીજાના કર્તવ્યપ્રદેશની હકુમત-માંથી શામાટે મળવા જોઇએ ?

ભલે સ્રી પુરૂષના નિર્મળ પ્રેમદ્વારાએ તેની ફેર-બદલી થાય, એ પ્રેમની સત્તાથી ભલે તેમનાં કાર્યક્ષેત્રો એકત્રિત થાય અને આપણે આગળ જે રીતે વાંચ્યું છે તેજ મુજબની ફેરબદલી થાય છે, નહી કે કોઈપણ પ્રકારના જોર જુલમથી, અગર કેટલાક નવીન સુધાર-કોના લખાણોથી, એવા લખાણોથીજ જો સ્રીઓને પુરૂષોના હક્કોમાંથી સમાન હક્ક અપાય તો તેવા સ્રી પુરૂષોની દશાજ કેવળ અવર્ણીય થઈ પડે, પછી તેઓની બાહ્ય તેમજ આન્તર્દશા જાણવાને કોઈ ઉત્સુ-કતાથી પીછો પકડે તો તેવાઓનું જીવન, ખરેખર

અનિતિમય ભોપાળાવાળું દીલગીરી પ્રદર્શિત કરાવ-
નારૂં જણાય. વળી આટલું થવા છતાં પણ સ્ત્રી-
ઓમાં જે એક વિશિષ્ટ શકિત રહેલી છે તે સંતાનો-
ત્પાદક શકિત છે, એટલે ભવિષ્યની પ્રજાનો મુખ્ય આ-
ધાર તે સ્ત્રીની મહત્ત્તાનું કારણ છે. આ બાબત, આટલું
જોર લઇને મુકવાની ખાસ જરૂર એ છે કે, કોઈપણ
સમાજમાં સ્ત્રી પુરૂષની હરીફ નથી, પરંતુ એક બીજાની
જીંદગીના **સ્નેહાચર્ણર્યકો** છે, એ ભાવના, આવી
રીતે સ્ત્રીઓને સમાન હકક આપવામાં આવે તો જે
દૃઢ થવી જોઇએ તે નાશવંત થયા સિવાય રહેજ નહિ.
મરહુમ સાક્ષર **શ્રી ગોવર્ધનરામ માધવરામભાઈના**
સ્ત્રી પુરૂષ માટેના બે અમુલ્ય શબ્દોનું અધ્યનય કરીશું
તો આપણને સમજવાનું સવળ થશે; "એક રથના બે
ચક્રો છે. તેમની ગતિ એક સરખી થવી જોઇએ. પુરૂષ
બુદ્ધિપ્રદેશમાં ઉચ્ચ છે. જ્યારે હૃદયપર સ્ત્રીનું સામ્રાજ્ય
પ્રવર્તે છે. સ્ત્રી યા પુરૂષ કોઈ કોઈના હરિફ નથી પરંતુ
એક બીજાના પરિપુરક અવયો છે. સ્ત્રી, પુરૂષનું કોઈ-
પણ સ્થાન લઈ શકતી નથી, તેમજ પુરૂષ સ્ત્રીની સર-

ખામણીમાં યોગ્ય નથી."

આવા કંઈક સંખ્યામાં આપણી ભારત ભૂમિના ચિત્રો છે, છતાં નવીન સુધારક ભેજા તો તેની પરવા પણ નથી કરતાં અને પોતાનોજ કકકો કુટી બાળવા તૈયાર થઇને બ્હાર પડે છે તેમાં પણ કેટલાક તો એવું પણ જણાવે છે કે સ્ત્રી પુરૂષોની મનોવૃતિઓ અને પ્રત્યેક અભિરૂચીઓમાં જે ભેદ માલુમ પડે છે તે ફકત શિક્ષણ ભેદથી છે. એ શું સંભવિત છે? તેનો વિચાર આપણેજ કરવો જોઇએ છીએ. સ્ત્રીઓની હાલની શિક્ષણ પદ્ધતિ જ્યાંસુધી કાયમ રહેશે ત્યાં સુધીને માટે જીવનનાંજીવન વ્યવહારમાં સ્ત્રી પુરૂષની રૂચી અને વૃતિ પરત્વે જે ભેદ લેખાય છે તે નષ્ટ થઇને એકરૂપ થાય તેવી આશા સ્વપ્ને પણ રાખવી અશક્ય છે. માટે હે **આર્યભગિનીઓ**, મારા આ પત્રમાં જે કંઈ આપણા સ્ત્રી સમાજ માટે હું લખી ગઈ છું તે સર્વનું અથ-ઇતિ અધ્યયન કરીને જે કંઈ સત્વ તમને જણાય તેનું પાન કરજો. આ પત્રરૂપ સંદેશો તમારા કુમળા મગજપર

એક બોજારૂપ થઇ પડશે કારણ કે કંઈક રસજ્ઞ અને ગમ્મત વાળાં લખાણોનું જે રહસ્ય અનુભવાય છે તે કરતાં આમાં વધુ કંટાળો ઉપજે તેમાં નવાઈ નથી. એવી અંતિમેચ્છાથી આગળ વધતાં અટકું છું અને મારા લખાણની કંઈક અસર તમારાં કુમળાં મગજમાં થશે તો તે એક મહા પ્રયાસ આરંભ્યો તેમ માનીને સંતોષ વાળીશ. શ્રી જગતનો પાલણહાર, તમો સર્વ **ભારતની ભગિનીઓને** સદ્દબુદ્ધિ અર્પો. એજ નમ્ર પાર્થના, તેમાંજ શાંતિ.



# પ્રકરણ ૧૩ મું.

## એક ઝલક



યેહ કીસ રશ્કે મસીહાકા મકાં હે,
ઝમી જીસકી ચહારૂમ આસમાં હે.



અરે વાંચનાર! સૃષ્ટિના સરજનહારે મનુષ્ય જાતિ માટે સુખ અને દુઃખ, ચડતી અને પડતી, આનંદ અને આક્રંદ, એવી ઉભય શબ્દાવળીઓ મુકરર કરેલી છે. તેને આધારે તમને આ નુતનકથા પ્રદેશનાં કેટલાંક ભયાનક જંગલો, આનંદકારક સ્થળોની અદ્દભૂત રચના, ગંભીર અને નાનાં નાનાં દ્રષ્યોનો તાદ્રષ્યરૂપ ચીતાર ચીતરીને તમારી હૃદયનૌકાને આનંદ, શોક, સ્થળાનુકળ જ્ઞાનના હલેસાંથી

ઝોલાં ખવાડયાં છે અને હજુપણ તેવીજ ઘટમાળમાંના આ-નંદ અને શોકાદિ દ્રષ્યો અનુભવવાને વાંચકના હૃદયને વાર્તાનો નાયક રણમલ જ્યાં સુતો છે તે પ્રતિ દોરૂં છું.

જુઓ, આ ભવ્ય અને મનોહર ઉદ્યાનની મધ્યમાં એક સુંદર, રમણીયતાનું અગ્રસ્થાન લેખાતું "**સ્ફટિકાલય**" આ જમાનાની છેલ્લી ફેશન કરતાં પ્રાચીન કારીગીરોનું ગૌરવ ઝલકાવતું ચોમેર દ્રષ્ટિગોચર થતું ભુલવણીમાં અંજા-યમાન કરાવી રહ્યું છે કે, આ સ્ફટિકાલય છે, કે શ્રી ચંદ્રદેવનો પ્રતિસ્પર્ધિ બનીને કોઈ અન્ય દેવ પૃથ્વિપર પોતાનો પ્રકાશ પાડીને ચંદ્રના તેજની ઝાંખી કરી રહ્યો છે! વળી સ્ફટિકાલયની બાંધણી વીશેનો જ્યારે દીર્ઘદ્રષ્ટિનો ઉપયોગ કરી જોઇએ છીએ ત્યારે પ્રત્યેકને તેનો ખ્યાલ તદ્દન અગમ્ય જ-ણાય છે. સ્ફટિકાલય જમીનથી ચાર પુટ ઉંચું અને ફકત નાનાં નાનાં સ્ફટિકના પહેલદાર સ્તંભોથી અદ્ધર બાંધવામાં આવ્યું હતું. તેના બીનઆધારી ઝરૂખા ચોતરફ ફરતા એવી તો ખુબી થી ઝુલતા રાખેલા હતા કે, તે ઝરૂખાને ટેકારૂપ ફકત સંગેમર-મરના કીમતી પથ્થરોમાંથી કોતરી કાઢેલી પરીઓનાં જોડલાં

મુકયાં હતાં, તેમ છતાં એ શોભામાં વૃદ્ધિ કરવાને પરીઓનાં હસ્ત-કમળમાં જુદી જુદી પ્રકારનાં વાજીંત્રો જેવાં કેઃ— સરંગી, દીલરૂબા, તાઉસ, ફીડલ, સતાર, બીન, બ્યુગલાદિ આપેલાં હતાં, આ મનોહરતાના પુર્ણ રાજ્યપર જ્યારે દ્રષ્ટપાતકો પોતે દીર્ઘાવલોકન કરતા ત્યારે મનમાંજ તેઓ બડબડતા કેઃ—

યેહ કીસ રશકે મસીહાકા મકાં હે
ઝમી જીસકી ચહારમ આસમાં હે.

આવા હવાઈ કિલ્લામાં દ્રષ્ટપાતકો આ સ્ફટિકાલય નિહાળવા નિમગ્ન બનતા હતા.

સવારની ઠંડી પવન લ્હેરો આ **મલકાપુરી** ઉદ્યાનની નાજુક પુષ્પલતાઓને પલકે પલકે નચાવતી ફુંકાતી હતી, આકાશમાં શ્રી દિનકર પ્રભુની લાલી ચલકાટ મારી રહી હતી, એવા રમ્ય અને સૌગંધિત સમયે સ્ફટિકાલયમાંથી પંદર સત્તર નાની નાની કુમારીકાઓ બહાર નીકળી, પરંતુ તેઓનાં ચહેરા પરથી જોનારને એજ ભાન થતું કે, આ સ્ફટિકાલયની

દાસત્વ ભોગિનીઓ હોવી જોઇએ. તે દાસત્વ કાર્યવાળી બાળાઓને જેમ ફાવ્યું તેમ, પૃથક પૃથક ભાગમાં બબ્બે ત્રણુ ત્રણુનાં ઝુમખાં વળીને બાગમાં પુષ્પ વીણુવાના કાર્યમાં પરિણીત થઇ ગઈ. આ વખતે બાગમાંની મીઠી પવનલ્હેરોની સુસવાટીની શાંત નિદ્રામાં રણુમલ તદ્દન ફીકરહિણ્ય પડેલો હતો, તે વખતે એક બાલીકા પુષ્પ વીણુતી વીણુતી તે તરફ આવી ચઢી અને એકાએક તે સુતેલા **વીર–રણુમલ્લને** જોઇને હેબતાઇ ગઈ. કંઈક પળો પર્યંત તે અવાક્ રહી. તેની મુખમુદ્રા તે નિદ્રામાં તન્મય થયેલા યુવકપરથી લેષપણુ અન્ય સ્થળે હાલી નહિ. અંતે, "આવો વીર નીડર પુરૂષ કોણુ આવ્યો છે?" એટલુંજ તેના મુખવાટેથી બહાર પડયું, પરંતુ ત્યાં તો કોઈજ બીજુ સાંભળનાર હતું નહિ, જેથી જમીનમાં તે વાકય જામ થઈ ગયું, પછી એકજ પળના વિલંબે પોતાની સહચારિકાઓને એ નવીન દ્રષ્ય દેખાડવા લઈ આવી. સઘળી બાળાઓએ તે સુતેલા વીર–બાહુને જોયો અને અરસપરસ આશ્ચર્યચકિત વદને અંદર અંદર પોતાના સંભ્રમનો સ્ફોટ કરવા લાગી.

"આવો કાંતિમાન પુરૂષ આપણી મલકાપુરીમાં કયાંથી

આવી ચઢયો ? શું તેનું કોઇ સગું વ્હાલું નહિ હોય ?" જેણે પ્રથમ જોયો હતો અને બીજી સાહેલીઓને બોલાવી લાવી હતી તેણે બધાને સંબોધીને કહ્યું.

"ત્યારે શું જેનું સગું વ્હાલું ન હોય તેજ આવા સ્થળે આવે ?" બીજી કે જેનું નામ પ્રિયંવદા હતું તેણે અગ્રભાગ ભજવતાં જણાવ્યું.

"પ્રિયંવદા, તારો તો જેમાં તેમાં આડોજ સવાલ, મધુરીએ જે કહ્યું તેનો અર્થ તું હજી સમજી નથી." પહેલીના પ્રશ્નને અનુમોદિત થતી બીજીના જવાબને અદ્ધર ઉડાવતાં ત્રીજીએ કહયું.

"અરેરે ! આમ શામાટે વિતંડાવાદ ચલાવો છો ? ભલે, એને જેમ લાગ્યું તેમ જણાવ્યું, પરંતુ આપણે તેને માટે શું કરીએ કે જેથી તે બિચારો ભલો પરદેશી આપણી મહેનતગીરી બરોબર ચાખે." ચોથીએ ટુંકમાં પતાવવાની વિચાર–સ્ફુર્ણા કરાવી, જે મૃણાલિકાના નામથી પ્રત્યેકને પ્રિય થઈ પડી હતી.

"બધી સખીઓને પુછી જુઓની એટલે અંત." મધુરીએ ચોથીની વાતને માન આપ્યું.

એકે કહ્યું. "તેને જગાડો, તેના નામ ઠામથી તો વાકેફ થઇએ!"

"ના, ના! આપણામાંથી કોઇ આપણી લાડીલી સાહેલી **અનંગપદ્માને** અહિંઆ તેડી લાવે અને તેને જે યોગ્ય લાગે તેમ તે કરશે." સારિકા કે જે અત્યારસુધી આ ગડબડમાં પોતાનું કંઇપણ મત જાહેર કરી શકી નહોતી તેણે સલાહ–સુચન કર્યું.

"ખરૂં છે, સારિકાની સલાહ ઠીક છે." એમ સૌએ કબુલ કર્યું.

આથી પોતાનું કહેવું પસાર થયેલું જાણીને સારિકા આનંદના આવેશમાં ઉભરાઇ ગઇ અને પોતેજ અનંગપદ્માને બોલાવવા ચાલી ગઇ.

ટુંક સમયમાં તો સારિકા અનંગપદ્માને લઇને તે હેરત

લાયક સ્થળપર આવી પહોંચી. હજી સુધી રણમલપર નિદ્રા નો ગાઢ ઘેરો જારી હતો અનંગપદ્માએ તેને નિહાળ્યો. તે તેની છેક પાસે જઇને પોતાની બાળ–સહચરિ મૃણાલિકા પ્રત્યે બોલી:—

“ તું તેને ઉઠાડ.”

આજપળે મૃણાલિકાએ તે સુતેલા યુવકને પોતાનો કર સ્પર્શ્યો અને તેનો હાથ કંઈક ખેંચતાં બોલી:—

“ હે વીર ! વીર !! વ્હાણું તો વ્હાઈ ગયું, તમે ઉઠો. આ હમારી પ્રિય સખીને પ્રણમો.” આ છેલ્લાજ; અરે ! પ્રણમો શબ્દની અસર તે સિંહ બાળપર એક કારી જખમની માફક થઇ, પરંતુ તે તદ્દન શાંત મુખમુદ્રાએ ઉઠયો, પોતાની નાજુક કીકીને ચોમેર ફરકાવી રહયો, તો તેને જણાયું કે મારી આસપાસ ઘણીક બાળાઓ ઘેરો નાખીને ઉભી રહી છે. તે આસ્તેથી પણ ધૈર્યત્વથી સઘળાઓને સંબોધતાં બોલ્યો:—

“ બાળાઓ, મારી શાંત નિદ્રાને તમે શામાટે હરકત કરી ?”

"ઓય! વાહ! વાહ!! આતો **ઉલટો ચોર કોટવાલને દંડે,** એ વાળી ગતિ થઇ. ઠીક, પરંતુ આ મલકાપુરી ઉદ્યાનમાં તમે કોની પરવાનગીથી દાખલ થયા? આ બાગ તમારા જેવા રખડાઉ માટે નથી." મૃણાલીકા જાણે પ્રેમ ચેષ્ટા કરતી હોય તેમ સ્થિર મુખમુદ્રા રાખીને બોલી.

"હું જાણું છું; અરે! મને જણાય છે કે, આ બાગ ભૂતળનું કોઈ મહાન નુર છે. અહિંઆ આવી શકવું એ મનુષ્ય હદની બાહરનું છે, તોપણ નસીબ યોગે ઘસડાઇને મારે આવવું પડયું છે, પરવાનગી મેળવવાને મને કંઈ જણાયું નહોતું."

"તો શું વગર રજાએ માલીકની ગેરહાજરીમાં દાખલ થવું તે આપને યોગ્ય હતું? વળી વધારે તો એજ અજાયેબી થાય છે કે ઉદ્યાનનો દરવાજો તમારાથી કેમ ઉઘડયો?" અનંગપદ્માએ ઉલ્લાસિત વદને પૂછ્યું.

"ત્યારે હું તમારો ગુનેહગાર છું? જો તેમજ લાગે

તો તે બદ્દલની શિક્ષા ખમવાને તૈયાર છું.” પોતાનો ગુન્હો એકરાર કરતાં રણમલ નીડર પણે બોલ્યો.

“ગુન્હેગાર! હા, એક વખત નહિ બે વાર. શિક્ષા ખમવાનું તમે કબુલ કરશો?”

“મનુષ્ય કૃતિમાં અને ઈશ્વરી સત્તાની હદ્દમાંની કોઈ-પણ શિક્ષા ખમવાને તૈયાર છું.”

“પ્રથમ જણાવો કે તમે કોણ છો, તમારૂં નામ શું, અહિંયા ક્યાંથી આવી ચઢયા?”

“તેના સાથે તમારી શિક્ષાને શો પ્રબંધ છે?”

“તે જાણવાથી શિક્ષાનું પ્રમાણ સત્વર અંકાઈ જશે.”

તરૂણે આશ્ચર્યચકિત મુદ્રાએ જણાવ્યું. “વાહ! તમારી શિક્ષા પદ્ધતિ તો અદ્દભુત છે. હું તે ન જણાવું તો?

“તો શું? તમને એક કેદી તરીકે પહેરેજ કરવા

પડશે, તેમાં ઘણી મુશીબતો વેઠવી પડશે, સમજ્યા, પરદેશી પંથી." અનંગપદ્માએ કંઈક હાસ્યકૃતિ પ્રકટ કરી.

"તે સઘળું ખમવા તૈયાર છું."

"તમારી તે હઠ નહિ તજો?"

"ના."

"કંઈક વિચારીને બોલો."

"તેમાં વિચારવાનું છેજ નહિ."

"પસ્તાવું પડશે."

"જીવ સાટે."

"તમારી જીદ નકામી છે."

"તે મને મુબારક હો."

ઉપરોકત જવાબ સવાલ અનંગપદ્મા અને આપણી નવલકથાના નાયક વીર-રણમલની વચ્ચે થયા. જ્યારે "તે

મને મુબારક હો." એ બેદરકારીવાળો જવાબ તે નવીન વીરાંગ્નાના કાને પડયો, ત્યારે તે એકાએક ઝંખવાઇ ગઇ, ફીકી પડી ગઈ. તે એક પાષાણ પુતળીવત્ સ્થિર થઇને કેટલીક પળો પર્યંત નવ–વીરની કાન્તિમાન છતાં પરિશ્રમિત મુદ્રા તરફ જોઈ રહી. તેની સાથેની સાહેલીઓ પણ દિંઙમુઢ બની ગઈ. આવા વિચિત્ર દ્રષ્યથી રણમલે અનંગપદ્માને પ્રશ્ન કર્યો:—

"બાળા શાને આમ મુંગાં રહી ગયાં? શું મારી વર્તણુંકપર તમને નવાઇ ઉપજી? મારાથી તમારાપર કંઇ ખોટી અસર થઇ? જો મને અત્રેથી જવા દો, હું તમારો મહાન આભારી થઇશ."

રણમલનું બોલવું તે સ્વર્ગીય ભાન કરાવનાર ઉદ્યાનની અધિષ્ઠાત્રીને કંઇપણ અસર કરી શકયું નહિ. તેનું વદનમંડળ દ્રષ્ટપાતકોને એક નુતન અને અવર્ણીય આનંદમય ચિત્રપર ચકરાતું તાદ્રષ્ય જણાતું હતું, તે નવીન બાળા તરફથી કંઈપણ પ્રત્યુત્તર નહિ મળવાથી રણમલે ફરીથી પુછયું.

"બાળા, હું તમારો કેવો અપરાધી બન્યો છું કે, તમારી

જબાન સરખી પણ ખુલતી નથી.''

આ પ્રશ્નથી અનંગપદ્માની કાળી ભ્રમરવાળી ચક્ષુઓ ફરકવા લાગી અને પોતાની સાથેવાળીઓનાં એકત્રબળ સાથે તે ધૈર્યથી પરંતુ આસ્તે સ્મિત સંભાવે બોલી:—

"હે તરૂણ! તમે અહિંથી નહિ જઈ શકશો, પરંતુ:—'' આગળ શું બોલવું તેની મુઝવણમાં તે વિલક્ષણ બાળા બાવરી બની ગઈ.

"પરંતુ શબ્દને ગુહ્યાર્થમાં શામાટે રાખો છો? શું તમે મને કારાગૃહમાં પુરવા ઇચ્છો છો?'' રણમલે સ્હેજ કરડી દ્રષ્ટિ કરી.

"હા, માનવામાં મોજ છે, નહિ તો કારાગૃહમાં મોત છે.'' મધુરી કેટલીકવાર પર્યંત ગુપચુપ ઉભી હતી. તે પોતાની પ્રિય સહચરી અનંગપદ્માના હૃદય તરંગો જાણી ગઈ હોયની! તેમ એકાએક બોલી ઉઠી.

"અમાનુષિક હુકમોથી મોજ કરવી, તે કરતાં ધર્મનિષ્ઠ રહેવામાં મોતને હું વધારે પ્રિય ગણું છું. તમે જલદીથી મને

જણાવો કે, તમારી અંતિમેચ્છા કયા ગુહ્યાર્થમાં સમાયેલી છે ?"

"કહેવાનું કંઇજ નથી. મધુરીનું કહેવું યોગ્યજ છે." અનંગપદ્માએ કંઇક માર્મીક હૃદય–સ્ફોટ કર્યો.

"હું તેનાથી તદ્દન વિરૂદ્ધ છું. હું હમણાજ ચાલ્યો જઉં છું." છેલ્લો શબ્દ બોલતાં બોલતાં રણમલ ચાલવા લાગ્યો, ત્યાં તો અનંગપદ્માએ એક બે, ત્રણ તાળી પાડી, તેજપળે સર્વ દાસીઓ રણમલની આસપાસ ગોળાકારમાં ફરી વળી અને પોતપોતાની કમ્મરેથી નાનાં પણ પાણીદાર ચળકતાં ખંજરો કાઢીને રણમલની સમક્ષ તાકીને ઉભી રહી. વળી એકજ પળના વિલંબે અનંગપદ્માએ રણમલની આંખે અંધી ચડાવી દીધી, પરંતુ તેને ઘણાજ માન સહિત પોતાના સ્ફટિકાલય તરફ લઇ ગઇ. ત્યાં જઇને તે સ્ફટિકાલયમાંના એક મનોહર, ભવ્ય સુશોભીત દિવાનખાનામાંના એક નરમ મખમલના કોચપર બેસાડીને તેની આંખેથી અંધી દુર કરી.

ત્યારબાદ અનંગપદ્માએ પોતાની સઘળી સાહેલીઓને પોતપોતાના કાર્યમાં પરિણીત થવાનો હુકમ કરી દીધો. સૌ

એક પછી એક એમ સર્વે ત્યાંથી ચાલી ગઈ ફક્ત તે ભવ્ય સુંદર દિવાનખાનામાં અનંગપદ્મા અને રણમલ બેજ રહ્યાં. અનંગપદ્માએ રણમલના કોચની છેક નજીકની આરામ ખુરશીપર બેઠક લીધી અને જેવી તે કંઈ બોલવા જાય છે તે પહેલાંજ, તત્ક્ષણ ત્યાં આગળ એક સફેદ દાઢીવાળો, કાળભૈરવની હરીફમાં પસાર થયેલો તેવો બીહામણો, કદાવર શરીરપર શ્યામ રંગનો સુકાળ પ્રદર્શિત કરતો, સીશ્મી કાષ્ટની ગરજ સારતો, એવો ચલકાટ મારતો શરિરવાળો બૂઢો દિવાન-ખાનામાં દાખલ થતો અનંગપદ્માએ જોયો અને પુછયું:—

"શું કંઇ નવીન ?"

"જ્યારે મારૂં આવવું થાય ત્યારે કંઈ નવીન તો હોયજ, પરંતુ આ વખતનું નવીન કંઈક વિચિત્રતા પ્રસરાવી રહયું છે." બુદ્ધાએ એટલું જણાવીને હાથના ઇશારાથી મ્હા-રથી કોઇને અંદર આવવાનું સુચન કરાવતો હોય ! તેમ તેણે પોતાના હાથને હલાવ્યો. એજપળે એ ભવ્ય દિવાન ખાનામાં ચાર માણસોની વચ્ચમાં બે વ્યકિતઓ શ્યામવર્ણી વસ્ત્રોથી પરિધાનિત થયેલી ખડી થઇ. ત્યારબાદ લાવનાર

ચાર માણુસો બુઢાની ઇશારતથી પલાયન કરી ગયાં. ત્યાં રજુ થયેલી બન્ને વ્યક્તિને જોતાંજ અનંગપદ્મા આશ્ચર્યયુક્ત મુદ્રાથી તે બુઢ્ઢા પ્રતિ બોલી:—

"વળી આ બે કોણ છે? તું એને ક્યાંથી લાવ્યો?"

"કોણ છે, તેની તો મને ખબર નથી, પરંતુ પેલી ગીચ્ચ ઝાડીવાળા રસ્તાના ગુહ્યાગારમાંથી મારી ચોકીના વખતે આ બે રત્નો, કે બલા મળી તે આપની પાસે રજુ કરી છે."

"શું તે બન્ને પુરૂષ છે?" અનંગપદ્માએ પુછ્યું."

"ના, એક તો કોઈ સાધુ લાગે છે, જ્યારે બીજી પંદરેક વર્ષની નવ યુવાન બાળા છે."

"શું સાધુ અને બાળા? કેવો વિચિત્ર સંયોગ!" તે તરૂણબાળાનું આશ્ચર્ય વધ્યું

"આમાં મને તો કંઇક ભેદ જણાય છે."

"તે બાળાના બોલવાપરથી હું જાણી ચુકયો હતો કે આ દુષ્ટ બાવો (આંખમીંચામણી કરતાં મોટી વ્યક્તિને ઓળખાવી) જોર, જુલમ, સીતમથી તેના શિયળપર સ્વારી કરી તેનો પરાસ્ત કરવા માટે તલપાં મારતો હતો. જ્યારે બાળાના ઉદ્‌ગારો એક સતિત્વની પીછાણ આપતા હતા." બુઢ્ઢાએ જણાવ્યું.

"પછી શું થયું?" આતુરર્વાધિકા અનંગપદ્મા સ્થિરવત્ થઈ ગઈ.

"બાળાએ જુલમી બાવાનો અંત આણવા માટે પોતાની પાસે છુપાવેલું ખંજર કાઢીને જેટલી ઝડપમાં તે નરપિશાચી બાવાનો શીકાર કરે, તેનાથી વધુ ઝડપે હું ત્યાં જઈ પહોંચ્યો અને તેઓ બન્નેને કાળા વસ્ત્રમાં ઝપલાવી લીધાં, પછી તમારી સન્મુખ લઈ આવ્યો." એટલું કહીને તે બુઢો અટકી પડયો.

"હું એ અધમ ચાંડાળ સાધુનું કાળુ મુખ જોવા ઇચ્છતી નથી, તેને હમણાજ આપણા લોહગૃહમાં પુરી દે. તેનો ઇન્સાફ પછી; પરંતુ આ બાળાનું વસ્ત્ર દુર કર."

હુકમ થતાં વાર પેલા બુઢ્ઢાએ બાળાપરનું વસ્ત્ર ખેંચી લીધું. તેજપળે, વિદ્યુતના ચમકારાથી વધુ ઝડપે અરે! અનંગપદ્માની દ્રષ્ટિ તે નવીન અપરિચિત બાળાપર પડે, તે કરતાં ઘણીજ ત્વરિત ચાલમાં આપણી નવલકથાનો નાયક વીર—રણમલ પોતાના આસનેથી ઉઠયો અને તે નવીન યુવતી તરફ ધસ્તાં ફકત "ઓહ! કોણ! વ્હાલી રંભા?" એજ શબ્દ વાક—અવાકરૂપમાં અનંગપદ્માએ અરે! તે ચાતુર્યનિપુણ ચાતુરિકાએ પેલા વૃદ્ધને ચક્ષુના પલકારામાં પોતાના ફરમાનને પરિણીત કરાવી દેતાં બુઢ્ઢાના હાથપરથી આપણી કથાનાયિકા—વીર પરંતુ દુઃખી બાળાના સર્વાંગપર કાળું વસ્ત્ર પડી ગયું. વીર—રણમલ અધવચ્ચમાંજ દિઙમુઢ બની ગયો. વ્હાલા સાહિત્ય નાયક, જેટલી આ ઘટના લખવાને વાર થઈ, અરે! તમને વાંચવાને જેટલો વખત લાગે, તે કરતાં અધિકત્તર ઝડપે આ બનાવ તદ્દન શાન્ત થઈ ગયો. ફકત અનંગપદ્મા અને આપણી વાર્તાના નાયક શિવાય તે ભવ્ય દિવાનખાનામાં કોઈજ રહ્યું નહિ. અનંગપદ્મા જાણે કંઇજ બન્યું નથી તેવીજ હાસ્યકૃતિથી રણમલ પ્રતિ દ્રષ્ટિ નાંખતાં બોલી:—

"હે વીર તરૂણ! કયા વિચારપર આવ્યા? સુખના ઉગતા

સુર્યપર કે દુઃખના અસ્ત થતા ચંદ્રપર.”

રણમલની કર્ણેન્દ્રિય બ્હેર થઇ ગઇ હતી, જેથી તેને યુવાન વીરાંગ્નાનું બોલવું લેષપણ અસર કરી શકયું નહિ. પેલી એક ઝલકે તેનું હૃદય આકર્ષેલું હતું. તેમાંજ તે તન્મય બની ગયો હતો. તેના હૃદયોદ્ગારો મુખવાટેથી સરતા કેઃ—

“અરે! તે કેવી એક ઝલક! ખરેજ તે એકજ ઝલક! વાહ તે ઝલક! શું તે દ્રઢ પ્રેમની ઝલક? હા, તે એકજ ઝલક! કયાં ગઇ તે ઝલક! ધન્ય તે શીયળત્વ એક ઝલકને!” આમ ઝલકના ઝણકારામાં તે અંજાયેલો જરાક સ્થિરવત્ ઉભો રહયો, વળી તે કેટલીક પળો બાદ એકાએક ચોંકી ઉઠયો હોયની! તેમ અનંગપદ્માની તરફ પોતાની ચક્ષુઓ ફેરવતાં આજીજી કરવા લાગ્યોઃ—

“બાળા! એ અપરિચિતબાળા! મને ઓહ બાળા! અરે! મને તે એક ઝલકઃ”— આ વાકય પુરૂં થયું ન થયું ત્યાં તો આ ગ્રંથીયભૂમિકાનો અને વાંચનારનો જ્ઞાન, ગમ્મત, આનંદ, શોકાદિરસનું પાન કરાવનાર વીર—રણમલ જમીનપર પટકાઇ પડયો, એજપળે અનંગપદ્મા તેની છેક નજીક દોડી ગઇ અને બ્હાદુર હોવા છતાં વિયોગ

વ્યથામાં વિકલિત થયેલા રણમલનું મસ્તક પોતાના ખોળામાં લઇને જમીનપર બેસી ગઇ.

વ્હાલા વાંચનાર, તમે સ્ત્રી હો, કે પુરૂષ હો, ગમે તે હો, પરંતુ વિચારો કે, આપણા આ નવલ કથાપ્રદેશના વીર-રત્ન-રણમલના સંજોગો કેવા વિચિત્ર છે? એના શિવાય કોણ આપણને વાંચનરસ પીવરાવે! માટે વાંચનવિલાસી, તમારી જીજ્ઞાસાની તૃપ્તિ માટે "ત્રિતીય પુષ્પ"ની મીઠી, ઠંડી, આનંદમય સુગંધીની ખાસ જરૂર છે, તો શ્રી જગત-પાલક પિતાને લેખક પ્રાર્થના કરે છે કે આ નવલકથા વાંચનાર બાલ, યુવક, વૃદ્ધ સર્વને અખુટ બળ, લક્ષ્મિ, અને દીર્ઘાયુઃ બક્ષો. એજ અંતિમ. એમાંજ શાંતિ.

"ફીર મીલેંગે અગર ખુદા લાયા."



# અગાઉથી ગ્રાહક થનાર સદગૃહસ્થોનાં

## મુબારક નામો.



| | |
|---|---|
| શેઠ ગુલામહુસેન યુસુફઅલી | ૧૦ |
| ,, રઘુનાથ મુલજી | ૭ |
| ,, પી. એમ બાસોણીયા | ૫ |
| ,, ગણેશપુરી એલ. તીરખા | ૫ |
| ,, ફાઝલભાઇ મહુમદઅલી | ૫ |
| ,, ત્રીકમજી હરીભાઈ | ૫ |
| ,, રામજી મોરારજી | ૫ |
| ,, આર. એ. સીધપુરા | ૪ |
| ,, દામજી કુંવરજી | ૩ |
| ,, લુકમાનજી યુસુફઅલી આ. | ૨ |
| ,, નવલશંકર જે. વ્યાસ | ૨ |
| ,, કુડીઆ લાલજી પરબત | ૨ |
| ,, પ્રાગજી ભવાનજી | ૨ |
| શ્રીમતી તાનીબાઇ મીઠ વાઈફ | ૨ |
| શેઠ પેશતનજી એમ. માછલીવાલા | ૨ |
| ,, નાનાલાલ છોટાલાલ શરોફ | ૨ |
| શાહ લાલચંદ કચરાભાઈ | ૨ |
| સોની પરસોતમ ઠાકરશી | ૨ |
| શેઠ ભટ્ટ વીશનજી ગંગારામ | ૧ |
| ,, બાબુ રામચંદ્ર પરબ | ૧ |
| ,, ધોકાઇ તીરથદાસ છતોમલ | ૧ |
| ,, ઇમદાદઅલી શમશફઅલી | ૧ |
| ,, અબાસભાઇ કરીમજી | ૧ |
| ,, ફીદાહુસેન અબ્દુલહુસેન | ૧ |
| ,, ફઝલભાઇ અબ્દુલહુસેન | ૧ |
| ,, હુસનઅલી મામુજી | ૧ |
| ,, કુંવરજી લીલાધર | ૧ |
| ,, આદમ સાલેમામદ | ૧ |

| | | | |
|---|---|---|---|
| શેઠ એચ. જી. ખોજા | ૧ | શેઠ સોની ભવાન રામજી | ૧ |
| ,, હારૂન હાજી ઇશાક | ૧ | ,, બાપુ બાબુ મહાદેશર | ૧ |
| ,, દેવચંદ કલ્યાણજી ભાનુસાલ્લી | ૧ | ,, હરજીવન છગન કાકુ | ૧ |
| ,, મહેરવાનજી એન. મહેતા | ૧ | ,, બાબુ હીંમતરામ | ૧ |
| ,, એમ. આર. પટેલ | ૧ | ,, બાબુ મહાદેવ ગોવિંદ | ૧ |
| ,, છોટાલાલ સ્પેન્સર | ૧ | ,, ઇબ્રાહીમજી ગુલામહુસેન | ૧ |
| ,, અબુબકર ઉમર મુસા | ૧ | ,, ગુલામહુસેન અબદુલહુસેન | ૧ |
| ,, વીસનદાસ ખેમચંદ | ૧ | ,, ફીદાહુસેન કરીમજી | ૧ |
| ,, હીમતલાલ ડી. દવે | ૧ | ,, મહમદહુસેનખાન અ. પ. | ૧ |
| ,, હરીરામ પુંજા | ૧ | ,, ગુલામહુસેન અબદુલહુસેન | ૧ |
| ,, જયવંત કે. વ્યાસ | ૧ | ,, વાલજી વેલાભાઇ | ૧ |
| ,, હીમતલાલ કે. દવે | ૧ | ,, છોટાલાલ છગનલાલ | ૧ |
| ,, દામજી દેવશી બલંભાવાલા | ૧ | ,, એમ. અહમદ | ૧ |
| ,, કરશનદાસ એ. | ૧ | ,, સોની કાનજી કાલીદાસ | ૧ |
| ,, સોની જાદવજી ગોવીંદજી | ૧ | ,, અબુબકર ઉમર | |
| ,, ગોવીંદજી મોરારજી | ૧ | ,, હરકીશનદાસ થાવરદાસ | ૧ |
| ,, ભગવાનદાસ રૂપચંદ | ૧ | ,, રેવાશંકર રણછોડ | ૧ |
| ,, આદમઅલી ઇસમાઇલજી | ૧ | ,, યુસુફઅલી નુ. લોટીઆ | ૧ |
| ,, પ્રભુલાલ ડાહ્યાભાઇ | ૧ | ,, ગુલામહુસેન ઈ. લોટીઆ | ૧ |

| | |
|---|---|
| શેઠ દીપચંદ મુલકચંદ ગાંધી | ૧ |
| ,, શીવલાલ ભાઈચંદ | ,, |
| ,, મેઘજી રતનશી | ,, |
| ,, પોપટલાલ પ્રાણજીવન | ,, |
| શેઠ અલીભાઈ યાકુબભાઈ મલબારી | ,, |
| ,, તાહેરભાઈ મહમદઅલી | ,, |
| ,, રવજી ઝવેરચંદ | ,, |
| ,, ડાયાભાઈ ગોપાલજી | ,, |
| ,, ડોસાભાઇ ફરામજી કાંદાવાલા | ,, |
| મી. વી. કે. જોબનપુત્રા | ,, |
| સોની ડુંગરશી વિશ્રામ | ,, |
| શેઠ કાદીભાઇ સુલેમાનજી | ,, |
| ઈન્જીનીયર પરસોતમ શામજી | ,, |
| સોની ડુંગરસી વિશ્રામ | ,, |
| ઠક્કર શીવજી ધનજી | ,, |
| ,, કકસનદાસ ભવાનજી | ,, |
| ,, મુલજી દયાલજી | ,, |
| શેઠ મગનમલ જીવરાજ મહેતા | ,, |
| ,, હરીદાસ લાલજી | ,, |
| શેઠ સુંદરદાસ વલભદાસ | ૧ |
| ,, ત્રીભોવનદાસ કરશનદાસ | ,, |
| ,, લક્ષ્મિદાસ શામલદાસ | ,, |
| ,, એરચશા હોરમશજી | ,, |
| ,, જહાંગીરજી તેહમુલજી ગો. | ,, |
| ,, જાદવજી મુલજીરામ | ,, |
| સોની શામજી ભીમજી | ,, |
| દવે વ્રજલાલ ત્રીભોવન | ,, |
| શેઠ જટાશંકર ખુશાલચંદ | ,, |
| ,, મુલકચંદ પ્રેમચંદ | ,, |
| ,, ચાંપશી ઉમરશી | ,, |
| જોશી શીવજી માવજી | ,, |
| શેઠ નારણદાસ ગોવીદજી | ,, |
| કન્ત્રાકટર હરીદાસ હાજા | ,, |
| શેઠ સેવારામ ગીદુમલ | ,, |
| કંદોઇ કલ્યાણજી ધનજી | ,, |
| શેઠ સુંદરજી ભીમજી | ,, |
| ,, સુંદરજી જેઠાભાઈ | ,, |
| ,, વીશનજી ઓધવજી | ,, |

| | |
|---|---|
| શેઠ હંસરાજ જીવરાજ | ૧ |
| ,, જગજીવન કાનજી | ,, |
| ,, વલ્લભદાસ કલ્યાણજી | ,, |
| ,, મોહનલાલ ટી. દોશી | ,, |
| ,, તુલશીદાસ ફુલચંદ | ,, |
| ,, અમરશી જેઠાલાલ | ,, |
| ,, વિશ્રામ નરશી | ,, |
| ,, ગંગારામ કાનજી | ,, |
| ,, ઠાકરશી વાલજી | ,, |
| ,, કેશવલાલ ભાઇચંદ | ,, |
| ,, નારણદાસ ત્રીકમદાસ | ,, |
| ,, ચત્રભોજ પ્રધાન | ,, |
| ,, આદમ સુમારની કુંપની | ,, |
| ,, ગોસાઈ દલપતગર ઝવેરગર | ,, |
| ,, મુલજી રતનશી | ,, |
| ,, નાદરશા ડી. ગોરવાલા | ,, |
| ,, કેશવજી લધા | ,, |
| ,, દીનશા કાવશજી મીનવાલા | ,, |
| ,, શોરાબજી મલબારી | ,, |
| શેઠ છગનલાલ કાનજી | ૧ |
| ,, કઈખુશરો આર. લોયર | ,, |
| ,, દેવચંદ નેણસી | ,, |
| ,, મોહનલાલ પોપટભાઈ | ,, |
| ,, મીસ્ત્રી ઇશાક નવલા | ,, |
| ,, મેઘજી ખીમજી | ,, |
| ,, એહમદઅલી ગુલામહુસેન | ,, |
| ,, વલભદાસ ઓધવજી | ,, |
| ,, શીવજી કરશનજી | ,, |
| ,, લવજી દયાલજી | ,, |
| જોશી લાલજી દેવકરણ | ,, |
| ,, જેરામ લખમીદાસ | ,, |
| શેઠ મોનજી કેશવજી | ,, |
| ,, ગોરધનદાસ નથુભાઇ | ,, |
| ,, વામનરાવ કાશીનાથ | ,, |
| ,, મુલજી સુંદરજી | ,, |
| ,, જેરામ કાનજી | ,, |
| ,, જે. એન. વોરા | ,, |
| ,, જેઠાલાલ કાલીદાસ ભટ્ટ | ,, |

| | | | |
|---|---|---|---|
| શેઠ જગજીવન દામોદર | ૧ | સુતાર કલ્યાણજી રામજી | ૧ |
| જોશી મણીશંકર કાનજી લ્હેરૂ | ,, | ,, કાળા હાજા | ,, |
| ,, દલપત કરશન મકાણી | ,, | ,, જેઠા વિશા | ,, |
| શેઠ વી. કે. રામજીઆની | ,, | રજપુત હુરજી વાલજી | ,, |
| ,, મગનલાલ વિ હુરીનંદ | ,, | શેઠ નરશીભાઈ હંશરાજ | ,, |
| ,, મણીશંકર કરશન | ,, | ,, ભાણુજી વિશરામ | ,, |
| ,, શીવજી પ્રાગજી | ,, | ,, જે. એમ. ગીરી | ,, |
| ,, ડોસાભાઈ રાયશી | ,, | ,, બી. પી. બરડી | ૧ |
| ,, ગીરજાશંકર પી. વઇશ્નવ | ,, | ,, મીઠુભાઈ કબાભાઈ | ,, |
| જોશી તુલશીદાસ રણછોડ | ૧ | ,, કાનજી પ્રેમજી | ,, |
| શેઠ મણીલાલ મોહનલાલ | ,, | ,, વેલજી લધા | ,, |
| ,, જાનીમલ પરધાન | ,, | ,, સુંદરજી ગવરીશંકર | ,, |
| સુતાર રવજી નાજુ | ,, | ,, જગમાલ લખુ | ૧ |
| મી. શદાશીવ મારકર | ,, | ,, ડોસાભાઇ નસરવાનજી | ,, |
| શેઠ ઇ. પી. માના | ૧ | ,, જેઠા મેઘજી | ,, |
| ,, બમનજી તેહેમુલજી ગો | ,, | ,, હોરમસજી વાણીયા | ,, |
| ,, અરદેશર એફ. મીનવાલા | ,, | લુવાર પ્રાગજી જેરામ | ,, |
| ,, ધનજીશા રૂસ્તમજી દા. | ,, | ઠા. ઓધવજી હરજીવન | ,, |
| ,, પી. એચ. બલશારા | ,, | મી. હીરાલાલ શીતલ | ,, |

શેઠ એરચશા પેસ્તનજી ૧
,, જીવનજી ઇબ્રાહિમજી ,,
,, જાદવજી હરખચંદ ,,
,, રામજી જેઠા ૧
ભટ્ટ જેઠાલાલ મુલજીભાઇ ,,
રાવલ ચુનીલાલ મગનલાલ ,,
શેઠ રૂગનાથ દામોદર ,,
,, દયાલ દેવજી ૧
,, આચાર્ય બ્રધર્સ બલદાનાવાલા ,,
ઠક્કર હરીરામ પુંજા ૧
શેઠ માવજી કુંવરજી ભીંડે ૫
,, એચ. એલ. ભીંડે ૧
,, કુંવરજી વસરામ ,,
,, અબ્દુલઅલી કમરૂદીન ,,
,, મોતી બ્રધર્સ સાઇકલવાળા ૧

## મુંબઇ

,, સી. એચ શાહ ૫
,, માણેકલાલ નરોતમદાસ ૩
,, એચ. વી. ગીધ ૧

શેઠ ચીમનલાલ મગનલાલ ૧
,, એફ. એમ લોટીઆ ,,
,, હબીબ કારાભાઈ ગાંગજી ૧
,, સાકરચંદ માણેકચંદ ૧

## વડોદરા

વકીલ શ્રી ઘેલાભાઇ જમનાદાસ ૫
,, યશવંતરાવ બાલકૃષ્ણરાવ ૧
,, નીલકંઠરાવ કૃષ્ણરાવ ,,
,, નાથાલાલ લલ્લુભાઇ ,,
,, ચુનીલાલ મોતીલાલ ,,
,, હીમતલાલ દલસુખરામ ,,
,, ધારકર સાહેબ ,,
,, રેવાશંકર પરશોતમ ,,
,, ચંદુલાલ મગનલાલ
બી. એ. એલ. એલ. બી. ૧
મહેતા રમણીકલાલ વીઠલદાસ
બી. એ. એલ. એલ. બી. ,,
,, કેશવલાલ પુરૂષોતમ
બી. એ. એલ. એલ, બી. ૧

વકીલ શ્રી જયાનંદ છગનલાલ
બી. એ. એલ. એલ. બી. ૧
,, મનુભાઇ બાળાભાઇ
બી. એ. એલ. એલ. બી ,,
,, પ્રાણલાલ ઉર્ફે ઠાકોરલાલ
હરગોવિંદદાસ ખતવાલા ,,
શેઠ શ્રી હીરાલાલ છોટાલાલ ૧
,, શંકરલાલ કેશવલાલ ,,
,, ગોરધનદાસ ચતુરભાંઈ ,,
ઝવેરી કાલીદાસ દયાલાલ ,,
,, ચંપાલાલ હીમતલાલ ,,
ત્રીવેદી ગજેન્દ્રરાય ભોળાનાથ ,,
શેઠ ચીમનલાલ ચુનીલાલ ૧
,, આશારામ કેશવલાલ ,,
,, મોતીલાલ મગનલાલ ,,
,, ગોરધનદાસ છોટાલાલ ,,
,, છોટાલાલ હરગોવીંદદાસ ,,
,, મગનલાલ દયાચંદ ,,
,, ઇશ્વરભાઇ ઉમેદભાઈ ૧

,, હીરાલાલ કરમચંદ ,,
જમાદાર સાહેબ ગુલુમીયાં મીર
મહુમદમીયાં કાસમ હાલાવાળા ૧
શાહ હીરાલાલ જમનાદાસ ૧
,, ચંદુલાલ ગીરધરલાલ ,,
,, પુંજાલાલ રણછોડદાસ ૧
,, પુંજાલાલ અમૃતલાલ ૧
,, બાપુલાલ શીવલાલ ,,
,, ગબાભાઇ અમુલખ ૧
,, મણીલાલ લાલચંદ ૧
પરીખ કેશવલાલ મગનલાલ ૧
,, ત્રીકમલાલ છગનલાલ ૧
શાહ ચીમનલાલ દલસુખરામ ૧
,, ચંદુલાલ હીમતલાલ ૧
શેઠ જેઠાલાલ ખુશાલદાસ ૧
જોશી અંબાલાલ ગણપતરામ ૧
શેઠ મંગલદાસ હીમતલાલ ૧
,, કેશવલાલ ભીખાભાઇ ,,
,, અંબાલાલ મનસુખરામ ,,

શાહ ચીમનલાલ મનસુખરામ ૧
,, માણેકલાલ વનમાળીદાસ ૧
,, મહાસુખરામ જગજીવનદાસ ૧
પટેલ હરીકૃષ્ણ ભગુભાઇ ,,
,, મનસુખ દામોદર ૧
પરીખ મણીલાલ મોતીલાલ ૧
પટવા ચીમનલાલ કેવલદાસ ૧
જડીયા નરશીલાલ મગનલાલ ૧
કંદોઇ મગનલાલ છોટાલાલ ૧
પાઠક દુર્ગાશંકર ઇચ્છારામ ૧
શેઠ મગનલાલ માણેકલાલ ૧
શાહ જમનાદાસ બી. હીરાલાલ
પરસોતમદાસ ખુશાલચંદવાલા ૧
મજમુંદાર જયન્દ્રરાય
બાલાભાઇ ૧
શ્રીયુત વકીલ શ્રી જગન્નાથ
આતમારામ ૧

## શીહોર

શ્રીયુત ગીરધલાલ ગોપાલજી ૫

## શીકારપુર (સીંધ)

શેઠ ટી. કે. કટારા ૧

## અમ્બાલા [કેન્ટો]

શેઠ ડી. સી. મહેતા ૧

## ઝાસી

શેઠ કે. હોરમશજી બાંલાપોરીયા ૧

## કડી (ગુજરાત)

વ્યાસ કુબેરદાસ દલસુખરામ ૧

## અમદાવાદ

ઝવેરી જગાભાઈ મનસુખરામ ૧
શેઠ ચીમનલાલ મહાસુખરામ ,,

## (કચ્છ) ભુજ

જાડેજા ગોવંદજી સુજાજી ૧
,, પંચાણજી ઉર્ફે જટુભા ના. ,,
મકવાણા વેલજી ભવાન ,,
કુમાર દેવાજી રામસંગજી ,,
ઠક્કર હંસરાજ નારણજી ,,
ભીમાણી ગોવિંદજી લખધીરજી ,,
ઠકકર પરસોતમ પ્રેમજી નકુવાણી ,,

,, ડુંગરશી હરભમ ,,

## જામનગર

કમાન્ડર રામસિંહજી આઇ. એસ. ૧

જમાદાર મેરૂજી આઈ. એસ. ,,

રાવલ હરીશંકર કબાભાઈ ,,

મી. એસ. પી. શાહ ,,

## રાવલ પીંડી

શેઠ આદમઅલી મ. લોટીઆ ૧

,, જીવણજી અબદુલહુસેન ,,

## કોલમ્બો

શેઠ. ટી. એ. લુકમાનજી ૧

,, દા. એ. એમ. ,,

## કોચીન

શેઠ ઇસુફઅલી જાફરજી ૧

## ગાલે [સીલોન]

મી, ફીરોઝ ૧

## કુકડીઆ (ઈડર)

ત્રવાડી દામોદર નરભેરામ ૧

## રાજકોટ

શ્રીયુત પ્રભુલાલ જેઠાભાઇ કો. ૧

વ્હોરા અબ્દુલકાદર હશનઅલી ,,

## કચ્છ (માંડવી)

મહેતા ગોપાલજી હીરજી ૧

## કચ્છ (અંજાર)

મી. અરજણ ઝીણા કલ્યાણજી ૧

## સુરત

શ્રીયુત મગનલાલ ફકીરભાઇ ૧

## નાગપુર (સી. પી.)

શેઠ શામજી માધવજી કોન્ફેકર ૧

## હેદરાબાદ (સીંધ)

શેઠ મામુજી ઇસમાલજી પીરભાઈ ૧

,, અબાસભાઇ અબદુલહુસેન ,,

,, ગુલામહુસેન ઇસાજી ,,

,, મહમદઅલી તઇયિબઅલી ,,

## મુલતાન (પંજાબ)

શ્રીયુત ફીદાહુસેન અબ્દુલહુસેન ૧

,, ફીદાહુસેન નુરભાઇ ,,

## બુરાનપુર

શેઠ ફીદાહુસેન ગુલામહુસેન ૧

## કરાચી

શ્રીયુત એસ. કે. મારકર ૧



# સ્નેહ-સુવર્ણ



યાને

## વિચિત્ર ઘટના સ્ફોટિક ખુન.

ઉકત પુસ્તકમાં ખુબીનો ખજાનો, ડીટેકટીવનું ડહાપણ, કળાબાજ કામિનીનાં કાળાં કૃત્યો, સાધુત્વની પ્રપંચી જાળમાં અંધ શ્રદ્ધાળુથી નીપજતા ભયકારક દ્રષ્યો, તેમજ પુસ્તકના મુખ્ય પાત્રો, સુવર્ણબાળા,–સ્નેહચંદ્રના દાંપત્ય પ્રેમની ખરી કસોટીનું વર્ણન ખરેખર હૃદય દ્રાવિક રીતે ચીતરવામાં આવેલું છે. વળી પુસ્તકના અંતભાગે મી. ઉચ્છંખલદાસ, મી. ભંડાફોડના રંગ રાજ્યમાંના નવીન નંગોનાં રમુજી લખાણો, આજના બાપ કમાઈવાળાઓને ઉત્તમ બોધયુકત છે. ટુંક વખતમાં છપાઇ બહાર પડશે માટે આજેજ ગ્રાહક થઈ પોતાનું નામ રજીસ્ટર કરાવો. પુસ્તક રોયલ સોળપેજી પૃષ્ટ ત્રણસો ઉપરાંતનું સુવર્ણાક્ષરોથી સુશોભિત. કીમત અગાઉથી થનારા સજજનો માટે રૂપીયો એક, પડશે. લખો.

લેખક,

**માસ્તર પાગલ, કરાચી.**